# દેશી વૈદુ

શાસ્ત્રિય દેશી દવાઓ

અને તેની

બનાવટના પ્રયોગો

જેઠાલાલ દેવશંકર દવે,

કર્તા

# દેશી વૈદ્

લેખક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે વૈદ્ય.**

આયુર્વેદ ચિકિત્સક.

કર્ત્તા વૈદ અને વૈદક ભાગ ૧-૨-૩, ઘરનો વૈદ્ય, ચરકસંહિતાના ભાષાંતરકાર.

કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા, તીર્થયાત્રા સ્ત્રીહિતશિક્ષકના કર્ત્તા

માલીક—દવે કેમીકલ વર્કસ અને દવે આર્વેદિક ફાર્મસી.

---

**દવે ફાર્મસી—અમદાવાદ.**

---



---

**શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં**

**જેઠાલાલ દેવશંકર દવેએ, પોતાને માટે છાપી અને**

પ્રસિદ્ધ કર્યું. ખાડીયા-અમદાવાદ.

---

સંવત ૧૯૮૦ પ્રથમ આવૃત્તિ સને ૧૯૨૪

---

મૂલ્ય રૂ. ૧—૮—૦

# દેશીવૈદ્ય

ગુજરાતી કોપીરાઇટ-સંગ્રહ

# પ્રસ્તાવના

આયુર્વેદિય દવાઓ ઘણીજ ઉત્તમ છે એમ હવે સિદ્ધ થયું છે. આયુર્વેદિય ગ્રંથો ઘણા ઉપયોગી હોવા છતાં ઘણા મોટા અને સંસ્કૃતમાં છે, તેમાં દવાઓનો પણ ભંડાર છે. તે બધી દવાઓમાંથી કઇ દવા વાપરવી એની ઘણાને મુંઝવણ પડે છે.

ડોકટરો પણ દેશીદવાઓ વાપરવા ખુશી હોય છે, પણ તેમને દેશી દવાઓની બનાવટ અને ગુણની ખબર હોતી નથી તેથી તેઓ વાપરી શકતા નથી.

આથી અમે આ પુસ્તક રચવાનો વિચાર કર્યો. આયુર્વેદનાં પુસ્તકોમાં તો ઘણી દવાઓનો ભંડાર છે, પણ તે બધી દવાઓમાં [illegible] જે જે દવાઓ ખાસ કરીને વધુ વપરાય છે, બધા વૈદો પોતાના દવાખાનામાં જે જે દવાઓ વાપરે છે. અને બધી ફાર્મ[illegible]ગા જે જે દવાઓ બનાવી વેચે છે, તેવી આખા હિંદુસ્તાનમાં [illegible] ભાગે વપરાતી અને ખાત્રીની દેશી દવાઓની બનાવટનો આ પુસ્તકમાં સંગ્રહ કર્યો છે.

આ પુસ્તકમાં આપેલી દવાઓ આખા હિંદુસ્તાનમાં વૈદો વાપરે છે, તેનો દરેકે અનુભવ કરેલો છે. અને દેશીવૈદામા રત્નરૂપ તારવી કાઢેલી છે, જે દવા ગ્રંથમાંથી લીધી છે તે ગ્રંથનું નામ તે દવાના પાઠમાં આપેલું છે, જેમકે (શા-સ.) શારંગધર સહિતા (યો ર.) યોગરત્નાકર, એ રીતે ટુંકા અક્ષરમાં ગ્રંથનું નામ આપ્યુ છે,

અમે આયુર્વેદના ઘણા ગ્રથો જેવા કે નિઘંટ રત્નાકર, યોગરત્નાકર, ચરકસંહિતા, સુશ્રુતસંહિતા, વાગભટ, શારંગધર સંહિતા,

રસરત્ન સમુચ્ચય, રસેંદ્રસારસંગ્રહ, રસરત્નાકર, ગદનિગ્રહ, વૈદકસારસંગ્રહ, ભાવપ્રકાશ; વિગેરે વૈદકના અનેક ગ્રંથોનું દોહન કરીને જે જે ઉત્તમ દવાઓ છે, અને જે દવાઓ ઘણે ભાગે હિંદના બધા વિદ્વાન અને અનુભવી વૈદો પોતાના દર્દીઓમાં વાપરે છે, તેની ઉત્તમોત્તમ દવાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કર્યો છે.

દરેક રોગ અને તેનું કારણ તથા લક્ષણ, તે ઉપર કઇ શાસ્ત્રિય દવા વાપરવી તે પણ આ ગ્રંથમાં આપેલું હોવાથી આ ગ્રંથ દેશીવૈદોને ઉપયોગી ગ્રંથ થશે એમ અમે માનીએ છીએ.

આ પુસ્તકમાં આપેલા રસો, અવલેહો, આસવો, ગુટીકા, ચુર્ણો, કવાથો, તેલો, વિગેરે તમામ દવાઓ તૈયાર " દવે આયુર્વેદિકફાર્મસી "માં તૈયાર મળે છે. વૈદો અને ડોક્ટરોને આ દવાઓ જથ્થાબંધ અમારી ફાર્મસીમાંથી મંગાવવાથી સારો લાભ થશે.

ડોક્ટ[illegible] [illegible] રોગ ઉપર કઇ શાસ્ત્રિય દેશીદવાઓ–વાપરવી, તે આ પુસ્[illegible] ઉપરથી જણાશે વળી તે તે દેશીદવાઓમા કઇ કઇ ઓષધીઓ આવે છે અને તે દવા કેવી રીતે બનાવાય છે તે પણ આ પુસ્તક ઉપરથી જણવામાં આવશે. એથી હવે ડોક્ટરો દેશી દવાઓ વાપરશે એવી અમારી ખાત્રી છે.

સાધારણ માણસોને સાધારણ રોગોમાં કઇ દવા કરવી તે દવા ઘેર કેમ બનાવવી તે આ પુસ્તક ઉપરથી સમજાશે, વૈદોને પણ દરદીઓમાં કઇ દવા આપવી; તે ઘેર કેવી રીતે બનાવવી તે સમજાશે.

આ પુસ્તકમાં આપેલી દવાઓ ગુણમાં ખાત્રીવાળી છે, તેનો આપણા દેશમાં વૈદો બહુ વાપરે છે અને દરેક ફાર્મસીવાળા આ દવાઓ બનાવી વેચે છે; એટલે દેશીવૈદામાં ખાસ ઉપયોગી, અનુભવ

કરેલી અને જે દવાઓ ઘણી વપરાશમાં છે તે દવાઓની બનાવટ આ પુસ્તકમાં આપી છે.

આ પુસ્તકમાં આપેલી દવાઓ દવે ફાર્મસીમાં ખાત્રીવાળી મળશે, દવે ફાર્મસીમાં વિદ્વાન વૈદ્યોનું એક સલાહકાર મંડળ છે, અને તેમની સલાહ પ્રમાણે શાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે આયુર્વેદમાં નિષ્ણાત અનુભવી વૈદ્યો દવા બનાવવાના કામમાં રોકેલા છે તેથી દવેફાર્મસીની દવાઓ ઘણી ખાત્રીવાળી છે. એ દવાઓની બનાવટ આ પુસ્તકમાં આપેલી છે. આશા છે કે આવી રીતે અનુભવ કરેલી જાણીતી અને શાસ્ત્રના પાઠ પ્રમાણે બનાવાતી દવાઓનો હવે વધુ પ્રચાર થશે, અને આ પુસ્તકથી તેવી દવાઓની બનાવટ અને ગુણની પ્રજામાં વધુ ખાત્રી થશે.

અમદાવાદ<br>સંવત ૧૯૮૦-મહાશુકલપક્ષ ૧.<br>તા ૬-૨-૧૯૨૪.

જેઠાલાલ દેવશંકર દવે.<br>ગ્રંથકર્ત્તા.



# અનુક્રમણિકા

# હવે ફાર્મસીની શાસ્ત્રીય દવાઓ

**આંબળાનું તેલ**—આ આંબળાનું તેલ સુવાસીક વાળના મુળને મજબુત કરી વાળ વધારેછે. મગજને ઠંડક આપેછે તલના તલમાં દેશી વસાણાંને આંબળાં મેળવી બનાવ્યું છે. રતલની કીં રૂ. ૧॥

**દિલરંજન હેર ઓઇલ**-આ તેલ અત્તર જેટલું સુવાસીક વાળ વધારનાર અને ઠંડક આપનાર છે. બા. ૧ ની કી રૂ. ૧

## ક્ષયહર પીલ્સ

આજકાલ ઘણા માણસોને ક્ષયના રોગો લાગુ પડયા પછી જો તરત જ દવા ચાલુ કરવામાં આવતી નથી, તો પાછળથી અસાધ્ય થઇ જતાં દરદી મરણને શરણ થાય છે. માટે આ દરદ લાગુ પડતાં જ અમારી દવાનો ઉપયોગ કરવા ભલામણ છે. તેનાથી ક્ષય મટે છે. સુકી ઉદરસ ને જીર્ણ તાવ મટે છે અને કકડીને ભુખ લાગે છે, શરીર ગળવું બંધ પડે છે. અને શક્તિ આવે છે. ઘણા દરદીઓ આ દવાથી બચી ગયા છે. તેની ૧ ડબીની કીં રૂ ૩ અનુપાનનો ડબો રૂ. ૨

## રાજવંશી યાકુતી

ધાતુગત તમામ રોગો મટાડી ખરૂં પુરપાતન અને શકિત આપી ધાતુનો વધારો કરી, નસોની શીથલતા મટાડી સતેજ કરવામાં આ દવા સર્વોત્તમ છે. નપુશકપણાને પ્રાપ્ત મનુષ્યોને આશિર્વાદ સમાન છે. ઘણાએ અજમાયશ કરી છે. ડબી એકની કી રૂ. ૫

## નપુષકત્વારી લેપ.

આ લેપ લગાવવાથી નસો સતેજ થાય છે અને ધાતુની નબળાઇ મટી ખરી જુવાની પ્રાપ્ત થાય છે. કીં ડબી એકની રૂ. ૩)

## બરોળની ગોળીઓ.

આ દવાથી બરોળ, પાંડુરોગ. શરીર પીળુ પડી જવુ ધોળી પુણી જેવું થવું, કમળો કમળી; કલેજામાં થએલો લોહીનો જમાવ, મંદાગ્નિ ને કલેજાના બીજા રોગો તથા હાથ પગ ને પેટના સોજા મટે છે. કી. રૂ. ૧

## બાધીર્ય તેલ.

કાનમાં થતા તમામ દરદો, કાન પાકવો, સણકા નાંખતા ગણગણાટ થવો અને બ્હેરાપણું આ તેલનાં બબે ટીપાં કાનમા નાંખવાથી મટી જાય છે. કીં રૂ. ૧)

## બાલામૃત.

બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે રોજ બબે ટીપાં દવા દીવસમાં બે વાર પાવી. રૂ. ૦॥

## સોવેરીન.

આ દવામાં સુવર્ણ સાચાં મોતી, કસ્તુરી, અંબર ચંદ્રોદય, જેવી કીંમતી વસ્તુઓ પડે છે. આ દવાના ઉપયોગથી ગમે તેવા શક્તિહીન અને ધાતુહીન થએલા માણસોને નવી જુવાની અને શકિત પ્રાપ્ત થઇ બળ અને ધાતુનો પુષ્કળ વધારો થાય છે. વળી પેશાબ કે સ્વપ્ને જતી ધાતુ બંધ થાય છે, શિથિલ થએલી ઈંદ્રિઓ બળવાન અને સતેજ થાય છે પ્રમેહ મટે છે, હરસ, સંગ્રહણી; ક્ષય; જીર્ણજ્વર પણ મટે છે શરીર નિરોગી અને બળવાન થઇ દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે કીં. રૂ. ૧૫

## અફીણનાશક ગુટી.

અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે.

ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી; અફીણમાં પૈસા બરબાદ કરી શરીરને નુકસાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે, ડબી ૧ ની કીં રૂ. ૨

## જયગુટીકા

આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્ત્રાવ-અટકાવ ન આવતો હોય તેને અટકાવ આવે છે; અનિયમીત અટકાવ આવતો હોય; અને તે વખતે પેડામાં દુઃખ થતું હોય તેને મટાડી નિયમસર અટકાવ લાવે છે, અને પીડા મટાડે છે. કીં રૂ. ૧ ત્રણની રૂ. ૨-૧૦-૦

## દીલરંજન હેર ઓઇલ

આ તેલ અત્યંત ખુશબોદાર હોવાથી માથામાં નાંખવાથી તેની સુગંધ બે ત્રણ દિવસસુધી જતી નથી, વાળ ચીકણા થતા નથી કીં રૂ.૧

## વન્ધ્યા પીલ્સ

વંધ્યા સ્ત્રીને-જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી પ્રજા જીવતી ન હોય તેવી વંધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભાશય સુધરી ગર્ભ ધારણ થાય છે, અને પ્રજા થાય છે, તે દીર્ઘાયુ થાય છે, ડબીની કીં. રૂ ૪ અનુપાનની કીં રૂ. ૨

## નેત્રફુલહર પીલ્સ

આંખમાં પડેલું ફુલ; ઝાંખ; છારી; પડળ; પરવાળાં રતાંધળાપણું અને મોતીઓ પડયો હોય, તો તે વગર વાઢકાપે આ ગોળીઓ આંજવાથી મટે છે. આંખના બીજા પણ રોગ, ખીલ પડવા; આંખ દુ:ખવી; પાપણો ગળી જવી; વિગેરે વ્યાધિઓ દવાથી મટેછે.કીં.રૂ ૧

## હેરગ્રો ઓઇલ

આ તેલ તલના તેલમાં દેશી વનસ્પતીની દવાઓ નાંખી બનાવેલું છે; અત્યંત સુગંધીદાર હોવા છતાં તે લગાવવાથી વાળ ખરી પડતા નથી, વાળ કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તે ઉગાડી લાંબા વધારી સુંવાળા નરમ ને કાળા ભમર જેવા બનાવે છે કી.રૂ ૧

## સર્વ વ્યાધીહર ગુટીકા

જુદા જુદા અનુપાનથી આ દવાનો ઉપયોગ કરવાથી અનેક દરદોનો સમુલ મટે છ, શકિત ને બળ આપે છ તેનાથી તમામ પ્રકારના તાવ, ઝાડો; હરસ; સન્નિપાત ખાંશી; દમ; પાંડુ; કમળો; સુક; ગોળો; કરમાળ, ઉદશ, પ્રમેહ; કોઢ; રતવા; ધાતુક્ષય સવિવા વગેરે અનેક દરદો મટે છે કી રૂ. ૩

## આઇડ્રોપ્સ

દુઃખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે કીં. રૂ. ૧

## ઝાડા ને મરડાની ગોળી

ઝાડો ને મરડો આ ગોળીઓથી મટે છે: ગમે તો ગોઠી કે પરૂ; ઝાડે પડતું હશે કે પાતળા ઝાડા થતા હશે તો પણ આ દવાથી મટે છે રૂ. ૦ાા

## સીરપ ઓફ વસાકા

અરડુશાનું સરબત-આ સરબત સ્વાદિસ્ટ અને ગુણકારી છે આ સરબત પીવાથી; ક્ષય, દમ; ઉધરસ, રકતપિત્ત ખાંસી, સસણી, પરાધ, જીર્ણજવર, ખાત્રીથી મટે છે. ક્ષયને મટાડવામા અરડુશાને આપણાં દેશી શાસ્ત્રોએ વખાણી છે તો આ દવાથી ઉધરસ, ગમે તેવા ઉધરસ છાતીનો દુઃખાવ કફ ફેફસાંના વ્યાધિ મટે એમ નવાઇ શી? કી રૂ. ૧ાા ડોકટરો અને વૈદો ઘણુ વાપરે છે.

## સીરપ ઓફ બ્રાહ્મી

બ્રાહ્મીનું સરબત—ગાડપણુ અને ઉન્માદને મટાડનાર ઉત્તમ ઔષધ મગજની અસ્થિરતા, હિસ્ટીરીઆ, વાઇ ફેકરૂં, ગાડાપણું મગજનુ ભરકી જવુ યાદદાસ્ત ઘટી જવી, ઉંઘ ન આવવ વિગેરે દરદોમાં આ સીરપ રામબાણ કામ કરે છ કીં રૂ. ૧ાા

## ઉધરસ નીવરણ પીલસ

આ દવાથી ઉધરસ એક જ દીવસમાં મટે છે તેથી ખાંસી

ઉદરસ કફ પડતો હોય, ઘણી દવા કરવાથી ન મટતું હેય તો જરૂર અમારી દવા વાપરી ખાત્રી કરો, કીં રૂ ૧]

**ઘાતેલ**—વાગવાથી કે પડી જવાથી ગમે તેવો ઘા પડયો હોય લોહી બંધ ન થતું હોય અને અત્યત વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઇ જલ્દી રૂઝ આવી જાય છે. કીં. ૦-૮-૦

## એગ્યુ મિક્ષ્ચર

તાવને માટે અકસીર ઇલાજ. ગમે તેવે તાવ એકજ દીવસમાં અટકે છે. તેથી ટાઢીઓ, ચોથીઓ કે એકાંતરીઓ તાવ અને જીર્ણજવર મટે છે શક્તિ આવે છે બાટલી ૧ ની કીં ૦-૧૨-૦ જરૂર અમારી દવા વાપરી ખાત્રી કરો. કીં રૂ. ૧)

## સૌંદર્ય તેલ

આ તેલ બળીઆના ચાઠા ઉપર લગાડવાથી ચાઠાં જતાં રહે છે ને ચામડી સાફ થઇ સુંદરતા વધે છે રૂ, ૨

## સાચા મોતીનો સુરમો નં ૨

આંખનું તેજ વધારી આંખોના દરદો મટાડી આંખોમાં ઠંડક આપે છે તોલા ૧ નો કીં રૂ ૧-૦

## દીલપસંદ વોટર

આ સુગંધીદાર વોટર મુખપર લગાવવાથી મોં ઉપરના ખીલ કરોળીઆ વિગેરે મટાડે છે. અને મુખની કાળાશ મટાડી ખુબસુરત લાલાશ આપે છ કી રૂ ૦-૮-૦

## વાતહર પીલ્સ

ગમે તેવા વા, સંધિવા પક્ષાઘાત હાથ પગનું રહી જવું; સાંધાનુ જકડાઇ જવું, ફાટ ચુંક, શળો, બોબડી કલેડો રહી જવી, વિગેરે અનેક પ્રકારના વાના રોગો આ દવાથી મટી ગયા છે. જેને

છ છ મહીના હીડાયા વગર ખાટલે પટી રહેવું પડેલું તેવા દરદીઓને આર્શીવાદ સમાન છે. ડબી ૧ ની કીં રૂ ૨. અનુપાનની કીં રૂ. ૨ ચોપડવાની બા. રૂ. ૧ની મફત.

## સંગ્રહણી પીલ્સ

સંગ્રહણી અને ઝાડાના દરદીઓને માટે આ દવા રામબાણ ઉપાય છે, ખાધું ન પચવું: વારવાર ઝાડા થવા, શરીર સુકાઇ જવું; પાણી લાગવું, અને અનેક ઝાડા સબંધી દરદોને આ દવા મટાડે છે. તેનાથી અન્ન ખવાશે ભૂખ લાગશે, પચીને દસ્ત સાફ થશે, શરીરમાં લોહી ને શકિત વધશે ને ઝાડા મટશે. ખાસ અજમાવી જોવા ભલામણ છે કી. રૂ. ૨) અનુપાનના ડબાની કી. રૂ. ૨ મળી રૂ. ૪)

## શરીરનું લોહી સુધારી ગરમીને મટાડનાર

### અમૃતપન

શરીરે ગરમી નીકળવી, ખસ, ફોલ્લા, ગુમડાં, ચાંદાં પડવાં, મે આવવું, લુખસ, શરીર કળુ પડી જવું, તપારો વિગેરે ગરમીના તમામ રોગ મટાડી લોહીને સુધારી નવુ જીવન આપે છે, ઉપરાંત વા, કફ; તાવ; પ્રમેહ, વા સાથા રહી જ એ દરદો મટી જાય છે ને શકિત આવે છે, બા, એક ની કી રૂ, ૨ ત્રણની રૂ ૫)

**પ્લેગકીલર**—આ દવાથી ઘણા પગના દરદીઓને ફાયદા થાય છે પ્લેગ થયો હોય તો તરત મટે છે, દવા પીનારને પ્લેગ થતા નથી કીંમત રૂ ૦-૮

**માથાનો પાવડર**-ચપટી સુંઘવાથી ગમે તેવું માથું ચડ્યું હોય છે તો તે આદાશીશી વિગેરે પણ મટી જાય છે. કીં. ૮ આના

**સુખશાંતિ લેપ**—ગમે તેવું ગડગુમડ ભરનીગળ થતું હોય ને રૂઝ ન આવતી હોય તો આ મલમથી તરતજ મટી જઇ રૂઝ આવે છે. કીં ૮ આના

# સ્વધર્મનિષ્ટ દૈવીજીવન

## અને ધર્મસંસ્થાપક મહાપુરૂષોનાં જીવનવૃત્તાંત.

આ પુસ્તકની અંદર સર્વ ધર્મસસ્થાપકોનાં જીવન ચરીત્રો તે ધર્મનું રહસ્ય; ઇશ્વરાવતારો, શ્રીકૃષ્ણ, શ્રીરામ, શ્રી બુદ્ધદેવના જીવન ચરીત્ર, ધર્મસસ્થાપક—શ્રીશંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રીસહજાનંદ સ્વામી, જૈન મહાવીર સ્વામી, દયાનંદ સરસ્વતી, શ્રીરામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, રામતીર્થ, રામદાસ સ્વામી, મહંમદ પેગમ્બર, જરથોસ્ત વિગેરે ૧૫૦ ધર્મનિષ્ટ મહાપુરૂષોનાં જીવન ચરીત્રોનો આ પુસ્તકમાં સમાવેશ છે કી. રૂ. ૬—૦

### ફોજદારી, રેવન્યુ અને દીવાની તમામ કાયદાઓનો સંગ્રહ

### દરેક ઘરમાં અભ્યાસ કરવા લાયક

# કાયદાનો શીક્ષક

આ પુસ્તકની અંદર પીનલકોડ, ક્રીમીનલ પ્રોસીજરકોડ, સીવીલ પ્રોસીજરકોડ, લેન્ડ રેવન્યુકોડ, મુદતનો કાયદો હિંદુ લૉ, પુરાવાનો કાયદો રેલ્વેનો કાયદો વિગેરે લગભગ ૧૫૦ કાયદાઓનો સંગ્રહ છે હાઇકોર્ટ જડજો, સેશન્સ જડજો, કલેક્ટરો; મેજીસ્ટ્રેટો; મુનસફો, બેરીસ્ટરોએ એક અવાજે આ પુસ્તક વખાણેલું છે. કાયદો દરેક માણસે જાણવો જોઇએ તો જુદાં જુદાં કાયદાનાં પુસ્તકો ખરીદવા કરતાં આ પુસ્તક એકલુંજ પાસે રાખવાથી હજારોનો ફાયદો થશે. કીં રૂ ૧૨

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.



# દેશીવૈદ્

## પ્રકરણ ૧ લું.

### શાસ્ત્રિય દેશી દવાઓ

આ પુસ્તકમાં શાસ્ત્રિય દેશી દવાઓ—રસો, ગુગળ, ગુટીકા આસવો, અવલેહો, ચુર્ણો, ક્વાથો વિગેરે કયા રોગ ઉપર કેવી રીતે તે વાપરવું. તે આપેલું છે. આ પુસ્તકમાં આપેલી દવાઓ શાસ્ત્રના પાઠ પ્રમાણે શી રીતે બનાવવી તે સર્વ સમજણ પૂર્વક બીજા ભાગમાં આપ્યું છે. આ દવાઓ હવે ફાર્મસીમાં તૈયાર રહે છે.

આ પુસ્તકમાં આપેલી દવાઓ જે શાસ્ત્રના ગ્રંથમાંથી લીધી છે તે પુસ્તકનું નામ તે તે દવાઓના પાઠમાં બતાવ્યું છે. જેથી આ દવાઓ કપોલકલ્પિત નથી પણ શાસ્ત્રમાં જણાવેલી છે.

અમે આયુર્વેદના ઘણા ગ્રંથો શોધી તે દરેક ગ્રંથમાંથી જે જે

દવા અત્યંત ગુણકારી અને પ્રજાને માફક આવે તેવી છે તે તે દવાઓનો સંગ્રહ આ પુસ્તકમાં કર્યો છે.

અમે આયુર્વેદના–શ્રી ચરકસંહિતા, સુશ્રુતસહિતા, નિઘંટ રત્નાકર, યોગરત્નાકર, ભૈષજ્યરત્નાવલી; રસેન્દ્ર ચિંતામણી, રસરત્ન સમુચ્ચય, રસરત્નાકર, રસેન્દ્રસારસંગ્રહ, વૈદકસારસંગ્રહ. વૈદ્યજીવન, શારંગધર સંહિતા, ભાવપ્રકાશ, વાગભટ, અસ્ટાંગહૃદય ગદનિગ્રહ, માધવનિદાન, વિગેરે ગ્રંથોનું દોહન કરી તેમાંથી ઉપયોગી ઔષધોનો સંગ્રહ આ પુસ્તકમાં કર્યો છે.

દરેક દવાના પાઠમાં તે જે ગ્રંથમાંથી પાઠ લીધો છે તે ગ્રંથનું નામ ટૂંકા અક્ષરે જેમકે (શા-સં) એટલે શારંગધર સહિતા. (ચ.ચિ) ચરક ચિકિત્સા સ્થાન, (નિ.ર) નિઘંટ રત્નાકર; (યો-ર) યોગરત્નાકર (ભૈ-ર) ભૈષજ્ય રત્નાવલી એમ ટુંકા અક્ષરોમાં લીધેલું છે, તે ઉપરથી દરેક મનુષ્ય સમજી શકશે કે તે કયા ગ્રંથના આધારે દવા લીધેલી છે.

વૈદો આ પુસ્તક ઉપરથી સારી સારી દવાઓના પાઠ જાણી શકશે, તે દવાઓ ઘેર બનાવવી હશે તો ઘેર બનાવી શકશે, અથવા દવે ફાર્મસીમાંથી મગાવી દરદીઓને આપી શકશે.

ડોકટરો જો દેશી દવાઓ પોતાના દવાખાનામાં વાપરવા ઇચ્છશે તો તે વાપરી શકશે. કઇ દેશી દવામાં કઇ કઇ ઔષધીઓ આવે છે. તે આ પુસ્તક ઉપરથી જાણી શકશે અને તેથી તેઓ હવે સહેલાઇથી દવાઓ વાપરી શકશે.

ખાનગી માણસો દેશી દવાઓ કયા રોગ ઉપર કઇ દવા વાપરવી તે જાણી શકશે. અને તે દવાઓમાં શું શું વસ્તુઓ આવે છે તે જાણી શકશે, કદાચ કોઇને વૈદ્યનો ધંધો કરવો હશે તો તે પણ વધુ અનુકુળ થઇ પડશે.

---

# પ્રકરણ ૨ જું

## દરેક રોગ અને તેના ઉપાયો

આ પ્રકરણમાં દરેક રોગ અને તે ઉપર કઇ દેશી દવાઓ વાપરવી તે આપવામાં આવ્યું છે. દરેક રોગ ઉપર કઇ દવા વાપરવી તેની હકીકત પણ શાસ્ત્ર પ્રમાણે જ છે, શાસ્ત્રમાં જે રોગ ઉપર જે દવા વાપરવાનુ કહ્યું છે, અને તેમાં જે અનુભવી દવાઓ છે તે આ ભાગમાં આપેલી છે. દરેક રોગમાં જે દવા બતાવી છે તેમાંની કોઈ પણ એક દવા લેવી, તેનાથી ગુણ ન થાય તો બીજી લેવી.

વૈદ્યોએ આ પ્રમાણે દરેક રોગ ઉપર દરેક દવા વાપરવી.

### અજીર્ણ—Indigestion.

આ રોગમાં ઝાડો પેશાબ બંધ થઇ જાય અથવા ઘણો થાય, ગ્લાનિ, ભ્રમ અને મોહ થાય. પવનનો વેગ અટકી જાય, પેટ ચઢે, શરીર ભારે થાય, તેમ શિથિલ થાય, કોઠો ભારે થાય, વળી ઘણું પાણી પીવે, ન ખાવાના પદાર્થો વધુ ખાય, ઝાડા પેશાબના રોગને રોકે, દિવસે સુઇ રહે, રાત્રે જાગે, અદેખાઇ અને દ્વેષ કરે, ભય રાખ્યા કરે, ક્રોધ કરે, લોભી થાય, શોક કરે, ગરીબઇ દેખાડયા કરે એ પ્રમાણે વર્તનારાઓ પ્રકૃતિને અનુકુળ ભોજન વખતસર કરે છતાં તેમને અનાજ પચે નહી, એ અજીર્ણ છે.

ઉપાય-અજીર્ણ ઉપર શિવાક્ષાર પાચન ટીકડી કે લવણ ભાસ્કરવટી સવારસાંજ લેવી, દ્રાક્ષાદિ ટીકડી લેવી, અજીર્ણ કંટકરસ, અગ્નિતુંડી

---

વટી, મંડુરવટી, પંચવક્ત્રરસ, કે સંજીવની ગુટિકા લેવી, અગ્નિકુમાર રસ, મહાકવ્યાદરસ. તેમ શંખવટીથી પણ અજીર્ણ મટી જાય છે.

### અપચો—Dyspepsia

આ રોગમાં ખાધું પચતું નથી, ખાવા ઉપર રૂચી થતી નથી દસ્તની કબજીઅત રહે છે.

**ઉપાય**-શિવાક્ષાર પાચન ટીકડી બે ત્રણ વખત લેવી, અભયાદિ મોદક સહવારમાં લેવો અથવા અવિપત્તિકર ટીકડી લેવી. તેથી આરામ થાય છે.

### અરૂચિ—Anorexia

આ રોગમાં જીભ તથા હૃદયની અંદર વાતાદિ દોષો ઉત્પન્ન થવાથી અન્ન ખાવા ઉપર અરૂચી થાય છે. કબજીઅત રહે છે, મોંમાં મોર આવે છે. આ દરદમા આનંદવટી સહવારસાંજ લેવી અથવા, હિંગાસ્ટક ચુર્ણ લેવુ, ભાસ્કરલવણ ચુર્ણ કે ટીકડી લેવી, હિંગ્વાદિચુર્ણ, દ્રાક્ષાદિ ટીકડી, શિવાક્ષાર પાચનચુર્ણ લેવું. દ્રાક્ષાસવ વાપરવો, કુમારીઆસવ, અગ્નિતુંડી વટી વાપરવી. કે લોહાસવ લેવો.

### અમ્લપીત્ત—Acidity

આ રોગમાં કડવાને ખાટા ઓડકાર આવે, ગળુ પડખાં ને છાતીમાં બળતરા થાય, માથુ દુઃખે, જઠરાગ્નિ મંદ થાય, લીલું પીળુ કે અત્યંત ખટાશવાળું, ફીણા સરખુ અનેક રસવાળુ પિત્ત મુખ વાટેથી બહાર નીકળે છે. મોંમાં પાણી આવી ઉબકા આવ્યા સરખું થાય, કડવાને ખાટા ઓડકાર આવે છે. એ અમ્લપીત્ત છે. ધરકાં આવે છે.

**ઉપાય**-આ રોગમાં અમ્લપીત્તહર ગુટીકા લેવી અથવા અવિપત્તિકર ગોળી કે શિવાક્ષાર પાચન ટીકડી લેવી. અથવા અગ્નિતુંડીવટી, કુટજાવલેહથી તેમ તામ્રભષ્મથી અને વસંત કુસુમાકર રસથી પણ

અમ્લપીત મટે છે. દ્રાક્ષાસવ પીવાથી પણ મટે છે, સુદર્શન ચુર્ણથી પણ મટે છે.

### આદાશીશી--સૂર્યાવર્તશિરોરોગ

આ રોગમાં વાયુપિત્તની સાથે ભળવાથી, સૂર્ય ઉગવાની સાથે ધીરે ધીરે માથું દુઃખવાનો આરંભ થાય, જેમ જેમ સૂર્ય વધારે ઉગતો જાય, તેમ તેમ આંખ અને ભમરની વચ્ચે વધુ શુળ નીકળે, જેમ જેમ સૂર્ય આથમતો જાય તેમ તેમ આંખ અને ભમરની વચમાં વધાર શૂળ નીકળે, જેમ જેમ સુર્ય આથમતો જાય, તેમ તેમ માથુ ઉતરવા માંડે, સૂર્ય આથમ્યા પછી માથુ દુઃખતું મટી જાય, તેમ માથામાં થતી પીડા કોઇ વખત ગરમ પ્રયોગથી મટે છે.

ઉપાય-સમોમૃત લોહ—મધ તથા ઘી સાથે ચાટવું, ત્રીફળા ચુર્ણ રાત્રે લેવું, માથાના દુઃખાવાની ટીકડી લેવી, ઘી સુંઘવું, માથાનો પાવડર સુંઘવો તેથી મટે છે.

### આંખના રોગ—Eye Diseases

આંખે પડળ આવવાં, તિમીર રોગ, આંખે બરોબર ન દેખાવું, પાસેના પદાર્થો સ્હેજસાજ સુઝે, એક વસ્તુ બે દેખાય, નાની વસ્તુ મોટી દેખાય; પાસે પડેલી ચીજ આંખે ન દેખાઇ આવતી હોય તો આઇડ્રોપ્સના ટીપાં આંખમાં નાખવાથી દુઃખતી આંખ મટી જાય છે.

ઉપાય-ત્રિફળાચુર્ણ રાત્રે ખાવું, સ્હવાર સાંજ સપ્તામૃત લોહ લેવું, પથ્યાદિ કવાથ પીવો, જીવન લેવું તેથી મટે છે.

ઝાંખ હોય તો—દવે ફાર્મસીનો સુરમો રોજ સાંજે આંખમાં આંજ્યા કરવો તેથી ઝાંખ ને છારી મટી જશે,

ફુલ, મોતીયો કે વેલ હોય તો નેત્રફુલહરપીલ્સ આંખમાં આંજવામાં વાપરવી અથવા ચંદ્રોદયાવર્તી આંજવાથી મટે છે.

---

## આંચકી.

લક્ષ્મીનારાયણ રસ સ્હવાર સાંજ લેવાથી આંચકી મટે છે.

## આફરો-આધ્માનવાયુ-Tympanitis

ખાધા પછી પેટ ભરાઇ ગયેલું જણાય, વા છુટ થાય નહિ, અને બેચેની જણાય છે. પેટમાં શૂળ આવે પેટ ચઢે છે.

ઉપાય—શિવાક્ષાર પાચન ટીકડી લેવાથી, શંખવટી, ક્રવ્યાદ રસ કે કૃમિકુઠાર રસ લેવાથી આરામ થાય છે. આફરો મટે છે. અભયાદિ મોદક લેવાથી પણ ફાયદો થાય છે. જરૂર જણાય તો ઇચ્છાભેદી રસ આપવો કે શંશમની આપવી. ધાણાજીરૂ નાંખી વઘારેલી છાશ લેવી.

## આમણ

આ રોગમાં ગુદાદ્વારા આમણ બહાર નીકળે છે.

ઉપાય—ગંધકરસાયન લેવાં, સ્વાદિષ્ટવિરેચન ટીકડી કે ચુર્ણ રાત્રે લેવુ, ત્રીફળા ચુર્ણ લેવું.

## ઉંદરી.

માથે ઉંદરી થાય છે તેથી ચેળ આવે છે ને ભીંગડાં ઉખડે છે. દાદરનો મલમ ચોપડવાથી ઉંદરી મટી જાય છે.

## ઉધરસ—Coughing

નાક કે મોંની અંદર ધુમાડો પેસી રૂંધાઇ જાય, મળમુત્રના વેગને રોકવાથી, છીંક આવતી અટકાવવાથી, ઉતાવળે ખાવાથી, અન્ન બીજે માર્ગે ચઢી જવાથી, લુખું અન્ન ખાવાથી, પ્રાણવાયુ વિકાર વાળો થઇ ઉદાન વાયુની સાથે મળી જઇ શ્વાસો શ્વાસના માર્ગને

બાંધ કરીને જે વખતે બહાર નીકળે તે વખતે ફુટેલા કાંસાના જેવો અવાજ થાય છે.

**ઉપાય**—ઉદરસની ગોળીઓ મોંમાં રાખી રસ ઉતારવાથી ઉદરસ મટે છે. પ્રવાલભસ્મ લેવાથી ઉદરસ મટે છે. અગ્નિરસ ખદિરાદિગુટિકા, લવંગાદિ ટીકડી સીતોપલાદિ ચુર્ણ લેવાથી મટે છે.

અગસ્ત્ય હરિતકી અવલેહ સાથે તામ્રભસ્મ લેવાથી અથવા અભયાદિમોદક, હિંગ્વાદિચુર્ણ કે કંટકાર્યાવલેહ સાથે ચંદ્રપ્રભા ગુટિકા, જીવન, કૃષ્ણાદિચુર્ણ, સીરપત્રસાકા, મરીચ્યાદિ ટીકડી, વાસાવલેહ, લેવાથી ઉદરસ મટે છે.

**મોટીઉદરસ** હોય તો તેમાં વાસાવલેહ, સીરપત્રસાકા, કૃમિકુઠારરસ આપવો,

**લોહીની** ઉદરસ-ઉદરસમાં લોહી પડતું હોય તો સીરપવસાકા વાસાવલેહ કે અગ્નિરસ આપવાથી મટે છે.

## ઉંટાટીઓ—Croup

ઉંટાટીઓ નાના બાળકોને થાય છે, એકદમ સખત ઉદરસ ચઢે છે અને શ્વાસ ચઢે છે.

**ઉપાય**-અગ્નિરસ, સીરપત્રસાકા, સુવર્ણ વસંતમાલિની, સંશમની, હરીતકી અવલેહ, શ્વાસકુઠારરસ, એમાંની કોઇ પણ દવા આપવી.

## ઉદરરોગ

આ રોગમાં અજીર્ણ થયા છતાં તબીયતને પ્રતિકુલ એવા પદાર્થો ખાનારા, જમી ઉઠયા કેડે પાછા તરત જમવા બેસનારા અને મંદ જઠરાગ્નિ વાળા એઓને અત્યંત દોષોને ઉત્પન્ન કરનારાં

---

અન્ન ખાવાથી કોઠાના અંદર મળનો અતિશય સંચય થવાને લીધે વાતાદિ દોષો કોપાયમાન થઇ પરસેવાને કાઢનારાં છિદ્રો તથા પાણીને વ્હેનારી નસોને બંધ કરીને, પ્રાણવાયુને, અપાન વાયુને અને જઠરાગ્નિને દુષિત કરવાથી પેટ ચઢી આવે, ચાલવાની તાકાત ન રહે, શરીર દુબળુ થઇ જાય, જઠરાગ્નિ મંદ પડી જાય, શરીરે સોજા ચઢી આવે, શરીર થાકી જાય, વાછુટ થાય નહિ, ઝાડો કબજ રહે, બળત્રા થવા લાગે અને આંખે અંધારાં આવવા માંડે છે. એ ઉદરરોગ કહેવાય છે.

ઉપાય—કુમારીઆસવથી આ રોગ મટે છે. અભયાદિમોદક ભાસ્કરલવણ ચુર્ણ, નારાયણચુર્ણ, ચંદ્રપ્રભાગુટિકા, પુનર્નવાદિકવાથથી પણ ફાયદો થાય છે.

ભસ્મોમાં અભ્રકભસ્મ, તામ્રભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મથી પણ ફાયદો થાય છે.

## ઉલ્ટી—Vomit.

આ રોગમાં આમાશયના અંદર રહેલા દોષો ઉછળીને ઉપર આવી વારંવાર મુખદ્વારા ઉલ્ટી થઇ બહાર આવે છે.

અત્યંત ગધાતા ગમે તેવા ખારા પદાર્થોનું સેવન કરવાથી, કવખતે જમવાથી, અતિ ભોજન કરવાથી કે પ્રકૃતિને અનુકૂળ ન આવે એવા પદાર્થોનો અહાર કરવાથી શ્રમ કરવાથી, ભય લાગવાથી, શરીરમાં ધ્રુજ છૂટવાથી, ઉદ્વેગ થવાથી, અજીર્ણ થવાથી પેટમાં કૃમિ થવાથી, ગર્ભની પીડાથી, ઉતાવળું જમવાથી, મોંમાં પાણી આવી ઉબકા આવ્યા જેવું થવાથી ઓડકાર આવતા બંધ થવાથી, મોંમાં પાતળું ને ખારૂં પાણી છુટવાથી, અન્ન તથા પાણીપર અત્યંત

દેશ થવાથી એકદમ મુખ સુધી આવેલા દોષો મુખને આચ્છાદન કરીને શરીરને હાલસવિલસ જેવું કરી દે છે. ઉલટીઓ થાય છે.

ઉપાય–આ રોગમાં અમૃતજીવન આપવાથી સારો ફાયદો થાય છે. અથવા તાલીસાદિ ચુર્ણ, સુંગ્યાદિચુર્ણ, એલાદિ ગુટીકા, અમ્લપીત હરીવટીથી ફાયદો થાય છે

**લોહીની ઉલટી**– ઉલ્ટીમાં લોહી પડતું હોય તો ત્રિફળા ચુર્ણ આપવું, સુંદરીસાથી આપવી, એલાદીચુર્ણ કે સીતોપલાદીચુર્ણ આપવું.

## ઉપદંશ–ચાંદી. Syphilis

વાતાદિ અનેક દોષોથી વા અનેક પુરૂષોના શુક્રથી દુસ્ટ થયેલી, મલીન અને રૂક્ષ થયેલી, જનાવરના સરખી, ઇચ્છા વગરની, અગમ્ય અને નવી પ્રસૂત થયેલી સ્ત્રીના સંગથી વા અતિ રતિ સંગથી, સંભોગ પછી ખરાબ પાણીથી ઇન્દ્રિય ધોવાથી, ગુહ્યેંદ્રિય ઉપર હાથ, નખ તથા દન્ત લાગવાથી, તે ન ધોવાથી ગુહ્યેંદ્રિય ઉપર ચાંદી પડે છે તેને ઉપદંશ કહે છે.

ઉપાય—બૃહત્મજીસ્ટાદિ કવાથ મદ નાંખીને પીવો અને પછી કિશોર ગુગળ લેવાથી આ દરદ મટી જાય છે. આ દરદમાં વિસ્ફોટક પીલ્સ સારો ફાયદો કરે છે. ગંધકરસાયન આપવો અથવા કેસરાદિ ગોળીઓ આપવી. મીઠું, મરચું ને તેલવાળા પદાર્થો ન ખાવા સારા છે. દુધ, ઘી, ઘઉ, ચાખા, સાકર ખાવામાં વાપરવાં, સુખશાંતિલેપ ચોપડવો.

## કફ—Cough.

આ રોગથી શરીર લુખું થઈ જાય, હૃદયમાં દાહ થાય, આમાશય; બીજાં સ્થાનો અને મસ્તક એ સ્થળો શૂન્ય થઇ જાય, સાંધા

શિથિલ થઇ જાય, તરસ લાગે, શરીર દુબળું થઇ જાય, ઉંઘ આવે નહિ; શરીર ધોળું પડે; ટાઢું લાગે; શરીર ભારે થાય; ગ્લાની થાય; તન્દ્રા રહે, હાડકાં અને સાંધામાં કળતર થાય છે. વારંવાર ઉદરસ ચઢી કફ પડે છે. છાતીમાં અમુઝણ થાય છે.

ઉપાય—આ દરદમાં દવેનું કફસીરપ લેવું, દવેનું સીરપ વસાકા લેવું; અજમોદાદિ ગોળીઓ, ચંદ્રપ્રભા ગુટીકા; જાતીફલાદી ચુર્ણ; મંડુર વટી; યોગરાજ ગુગળથી પણ મટે છે. પંચવકત્ર રસથી પણ ફાયદો થાય છે. સીતોપલાદિ ચુર્ણ, ખદીરાદી ગુટીકાથી આરામ થાય છે. અભ્રકભસ્મ; લોહભસ્મ; તામ્રભસ્મ; સીસાની ભસ્મ; કલાઇ ભસ્મ અને જસતની ભસ્મમાંથી કોઇ પણ ભસ્મ લેવાથી કફ મટે છે. નાનાં બાળકોને શૃંગ્યાદી ચુર્ણ; બાળારોગ્યવટી આપવાથી મટે છે. ઉદરસની દવાઓ કરવી.

## કમળો Jaundice

આ રોગમાં પાંડુ રોગવાળાં મનુષ્યો; પિત્તકારક પદાર્થો ખાય તો તેઓનું પીત્ત દૂષીત તથા કોપાયમાન થઇને લોહી અને માંસને દોષવાળાં કરે; શરીર પર ચામડી; આંખ, નખ, મોં ઝાડો અને પેશાબ સર્વ હળદર જેવા પીળાં થઇ જાય, ઇન્દ્રિયો વિકલ થઇ જાય. શરીરની અંદર દાહ થાય; અન્ન પચે નહિ, શરીર દુબળુ થાય; અને અન્ન ખાવા ઉપર અરૂચી થાય છે. દહાડે દહાડે શરીર સુકાય છે; અશકત થાય છે અને લોહી ફીકું પીળું પડી જાય છે. આ રોગની બરોબર દવા ન કરવાથી તેમાંથી કમળી થઇ જાય છે અને દરદ અસાધ્ય થઇ જાય છે.

ઉપાય—આ રોગમાં લોહભસ્મ, મંડુરભસ્મ સારૂં કામ કરે છે.

આરોગ્યવર્ધની સાથે કુટજાવલેહ લેવો, કુટજારિસ્ટ પીવો, મંડુરવટી સુદર્શન ચુર્ણ લેવાથી આરામ થાય છે. પ્લીહારીસથી, કુમારીકાસવ પીવાથી મટે છે. ત્રિફળાચુર્ણ આપવું; પુનર્નવાદી કવાથ આપવો. ચણા ને ગોળ ખાવો.

## કરમીયા-કૃમિ-Worms.

શરીરની બહારના ભાગમાં અને દેહની અંદરના ભાગમાં રહેનારા જે જે કૃમિઓ છે તેનાં ૨૧ નામો છે. તે દરેક કૃમિ રોગપર નીચેનાં ઔષધો વાપરવાં. નાનાં બાળકોને પેટમાં કૃમીઆનો રોગ થાય છે જેથી ગુદાએ ખંજવાળ આવે. ખુલાસે દસ્ત ન થાય; પેટ વધે; રાત્રે દાંત કચરડે; શરીર ફીકું પડી જાય છે, પેટ વધે છે.

ઉપાય—આ દરદમાં દવે ફાર્મસીની કૃમિઘ્ન ટીકડી વાપરવી અથવા કૃમિકુઠાર રસ; કાંકાયન ગુટીકા કે ગધકરસાયન વાપરવો.

ઉપરની દવાઓ કુમાર્યાસવ સાથે લેવાથી સારો ફાયદો થાય છે અને કૃમિરોગ મટે છે.

ઉપાય—લોહભસ્મ; બંગભસ્મ કે શીશાની ભસ્મમાંથી કોઇ પણ દવા લેવાથી આરામ થાય છે.

## કબજીયત-બંધકોશ. Constipation

ઘણા માણસોને બંધકોશનું દરદ હોય છે, ખુલાસે દસ્ત થાય નહિ, ઝાડો કબજ રહે છે.

આ દરદમાં અભયાદિમોદક લેવો, રાત્રે સ્વાદિષ્ટ વિરેચન ચુર્ણ કે ટીકડી અથવા શિવાક્ષાર પાચન ચુર્ણ કે ટીકડી દિવસમાં બેચાર વખત લેવા. અવિપત્તિકર ગોળી લેવી, શિવાચુર્ણ; ત્રિફળાચુર્ણ લેવું. બહુ બંધકોશ હોય તો અશ્વગોળી, ઇચ્છાભેદી રસ, જુલાબની ગોળી

કે નારાચરસ લેવો. જુલાબ માટે જુલાબની ગોળી અને અભયાદિ મોદક ઉત્તમ છે.

**કલેજાનાં દરદો–લીવરનો બગાડ–Liver complaints**

લીવર વધે, કલેજામાં વિક્રિયા થવાથી ખાધુ બરોબર પચે નહિ. લોહીમાં ફીકાશ આવે, જમણી બાજુના પડખામાં દુઃખાવો રહે છે.

ઉપાય-આ દરદમાં લીવર સોલ્યુશન, કુમારીકાસવ, પ્લીહાપીલ્સ સારો ફાયદો કરે છે. આરોગ્યવર્ધની રસ વાપરવાથી પણ ઘણો ફાયદો થાય છે. શિવાચુર્ણ. અશ્વચોળી રસ, કડુનું ચુર્ણ, મંડુર ભસ્મ, લોહ ભસ્મ, સારો ગુણ કરે છે. અભયાદિ કવાથ આપવો.

**કોલેરા–વિષુચિકા Cholera**

આ રોગમાં અજીર્ણ થવાથી, વાયુના અત્યંત કોપવાને લીધે શરીરનાં ગાત્રોની અંદર સોય ભોંકયા સરખી ઘણી પીડા થાય, મુર્છા આવે, અતિસારના ઝાડા થાય, ઉલ્ટી થાય, તરસ લાગ્યા કરે, શુળ નીકળે, હાથ પગમાં ગોટલા ચઢે, બગાસાં આવે, શરીરમાં દાહ થાય; શરીરનો રંગ બદલાઈ જાય, શરીરમાં ધુજારો છુટે, છાતીમાં પીડા થાય. માથું ફાટફાટ થાય, અસાધ્ય વિષુચીકા–કોલેરામાં દાંત, હોઠ, નખ કાળા થઇ જાય છે, શરીરનું ભાન રહેતું નથી, ઉલ્ટી થવાની સાથે બેહોશ થઇ જાય છે, ઉપરા ઉપરી ઉલટી થવાથી બેહોશ થઇ જાય, આંખો ઉંડી ઉતરી જાય, ગળુ બેસી જાય અને શરીરના સાંધા ઢીલા થઇ જાય છે. આ દરદ ભયંકર અને જીવલેણ ગણાય છે માટે કોલેરા થાય કે તરત ઉપાય કરવા જોઇએ.

ઉપાય–આ દરદમાં અમૃતજીવન સારો ગુણ કરે છે. કોલેરાની ગોળી-ઓ વાપરવી. કૃમિકુઠાર રસ, અજીર્ણકંટક રસ, શંખવટી, ગંધક

વટી; સંજીવનીવટી, મહાકવ્યાદ રસમાંથી કોઈપણ દવા શરૂ કરી દેવી તેથી મટી જાય છે. કોલેરા માટે તો કોલેરા ચાલતો હોય તેવા સ્થળોએ દરેક માણસે ઉપરની દવાઓમાંની એક બે અને અમૃતજીવન ઘરમાં રાખી મુકવું જોઇએ. પાણીને બદલે સોડા આપવો અથવા છાસ આપવી.

## કોઢ-કુસ્ટ-Skin Diseases

આ રોગમાં દુધ અને દહીં, સાથે ખાય પાતળાં, ભારે; સ્નિગ્ધ, વિરૂદ્ધ અન્ન કે પાણીનું સેવન કરે, ઉલ્ટીને અટકાવી રાખે, ઝાડા પેશાબના વેગને રોકે, જમ્યા પછી કસરત કરે, તડકામાં બહુ ફરે, અતિ સંતાપ કરે, ગરમી, ભય કે પરિશ્રમથી થાકી જવા છતાં તે વખતે ઠંડું પાણી પીવે, ન પચે તેવું ભારે અન્ન ખાય, વારંવાર જમ્યાપર તરત પાછું જમે, નવું અન્ન દહી, માછલાં, ખારા ખાટા પદાર્થો સર્વ ખાય, અજીર્ણ છતાં મૈથુન કરે, દિવસે સુવે, પાપાચરણ કરે. આ પ્રમાણે કરવાથી ત્રિદોષધમની નાડીમાં પ્રવેશી ચામડી, લોહી, માંસ અને પાણીને ખરાબ તથા શિથિલ કરી પછી તેમાંથી બહાર નીકળી ને ચામડીનો રંગ બિચિત્ર કરે છે.

લક્ષણ—રસાદિ ધાતુઓના એક ભાગમાંથી આ રોગ ઉત્પન્ન થઇ સર્વ ધાતુઓમાં પ્રસરી જાય. શરીર સુંવાળું કે ખરસટ થઇ જાય, પરસેવા થાય કે ન પણ થાય, બળત્રા થાય, ખરજ આવે, ચામડીનું સ્પર્શજ્ઞાન નષ્ટ થઈ જાય, સોયો ખોસ્યા જેવી પીડા થાય, ડાંસ કરડ્યા પ્રમાણે ઢીમડાં થાય, જલદીથી જખમ પડે, જખમ ઘણા દીવસે મટે, જખમ પાકે તો પાકયા પછી લુખો લાગે, રૂંવાડાં ઉભાં રહે, લોહી કાળું થઇ જાય, શરીરની ધાતુઓ સડવાથી સૂક્ષ્મ

જીવડાઓ પડે. તે જીવડાઓ રૂંવાડાં, ચામડી; સ્નાયુ, ધમની અને તરૂણુ હાડકાંઓ, નાક, કાન. ડોળા અને ડોક આદીના હાડકાંને ખાયછે.

ઉપાય—આ રોગમાં મંજીસ્ટાદિ કવાથ સાથે કાંચનાર ગુગળ કે કૈશોર ગુગળ આપવો. અભ્યાદિમોદક, ગંધકરસાયન, ત્રિફલા ચુર્ણ, નારાયણ ચુર્ણ, યોગરાજગુગળ, લોહાસવ આ રોગમાં ગુણ કરે છે.

અભ્રકભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ, હરતાલભસ્મ, શીશાની ભસ્મ અને કલાઇભસ્મ પણ આ રોગ મટાડે છે.

ગંધકરસાયન, કુસ્ટકુઠારરસ, ગલતકુષ્ટારિરસ; માણીક્ય રસ; મંજીસ્ટાદિ કવાથ સાથે વાપરવો, કાસિસાદિઘ્રત કે કોઢનો મલમ ચોપડવાથી આ રોગ મટે છે.

કુસ્ટરોગ અસાધ્ય મનાય છે. છતાં શરૂઆતમાં ઉપરની દવા કરવાથી કદાચ આરામ થાય ખરો.

## કંઠમાળ-ગન્ડમાલા Scrofula

આ રોગમાં મે અને કફને લીધે કાખ; ખભો; ખાંધ; ડોક અને બદની જગાએ ચણીબોર જેવડી કે મોટાં બોર જેવડી કે આંબળાં જેવડી ઘણી ગાંઠો થઇ આવીને પછી તે ગાંઠો ઘણે દીવસે ધીમેધીમે પાકે છે આ ગાંઠોની હારને કઠમાલ કે ગન્ડમાલા કહે છે.

ઉપાય—કાંચનાર ગુગળ મંજીસ્ટાદિ કવાથ સાથે લેવાથી ફાયદો થાયછે.

અભયાદી મોદક બીજે ત્રીજે લેવો. તેથી તેમજ ગાંઠો ઉપર સષપાદિ લેપ અથવા સુખશાંતી લેપ ચોપડવો. દોષઘ્ન લેપ ચોપડવો.

અભ્રકભસ્મ; સુવર્ણવસંતમાલીની લેવાથી પણ મટે છે.

## ગાંડપણુ, ઉન્માદરોગ ઘેલછા--Mania

વિરુદ્ધ પદાર્થોનું ભોજન કરવાથી, ભયથી, હર્ષથી, મનને ધક્કો

લાગે, શરીરવડે ગમે તેવા ચાળા પાડયા કરે, બળવાન સાથે લઢવાથી કે એમ કરવાથી વાતાદિદોષો મનને દોષવાળુ કરી, મનને વહેનારી ધમની નાડીમાં પેસીને મનુષ્યના મનને મોહિત તથા ચંચળ કરે, બુદ્ધિને ભ્રમિત કરે, દૃષ્ટિને ચંચળ કરે, બીકણુ બને, અને ગમે તેમ લવ્યા કરે છે.

ઉપાય–આ રોગોમાં સીરપ બ્રાહ્મી, બ્રાહ્મીઘી, ઉન્માદગજકેસરી રસ, સારસ્વતચુર્ણ, જાતિફલાદિ ચુર્ણ. અમરસુંદરવટી, શતવર્યાદિ ચુર્ણ થી આરામ થાય છે. ઉન્માદ પાવડર સુધાડવો. અને બ્રાહ્મીઘ્રત કે સીરપ બ્રાહ્મી સાથે ઉન્માદની ગોળીઓ કે ઉન્માદગજકેસરી, રસ દિવસમાં ૩ વખત આપવાથી આરામ થાય છે. પ્રવાલભસ્મ આપવી, સુવર્ણવસંતમાલીની આપવી, દરદી બહુ બોલ બોલ કરે તો આકરકરભાદિ ગુટિકા અથવા જાતિફલાદિ ચુર્ણ વાપરવું. ખોરાક હલકો આપવો.

ગુલ્મરોગ–ગોળો ચઢવો

આ રોગમાં મિથ્યા અહાર વિહાર કરવાથી, અત્યંત કોપાયમાન થયેલા વાતાદિ દોષો, કોઠામા, પડખામાં, હૃદયમાં, બસ્તિમાં કે નાભિમાં જઇ હરે ફરે એવી કે હરી ફરી ન શકે એવી કેરીની ગોટલીના આકારની ગાંઠ ઉત્પન્ન કરે છે.

ગાંઠ થયા પહેલાં ઘણા ઓડકાર આવવા માંડે. ઝાડો કબજ થઇ જાય; પેટ ભરાયલા જેવું રહે, અશકત થઇ જવાય, આંતરાડામાં અવાજ થવા લાગે, પેટની અદર ધુરધુર શબ્દ થાય, પેટ ચઢી આવે અનાજ પચે નહી ત્યારે ગાઠ થશે કે ગોળાનું દરદ થશે એમ જાણવું.

લક્ષણ–આ રોગવાળાને અન્ન ખાવાની ઇચ્છા થતી નથી,

---

ઝાડો પેશાબ માંડ માંડ થાય, વાયુને લીધે આંતરડામાં શબ્દ થાય છે. પેટ ચઢી આવે છે અને પવન ઉંચા ચઢે છે.

ઉપાય—અભયાદિમેદક કે કાંચનાર ગુગળ ત્રિફલા ગુગલ, લવણભાસ્કર ચુર્ણ કે લવંગાદિચુર્ણ; કાંકાયન ગુટિકા, કુમારીકાસવ શંખવટી, લોહાસવ, વડવાનલ રસ, ગુલ્મકાલાનલરસ; સંજીવની ગુટીકા, સ્વર્જીકાદી ક્ષાર, બાહુશાલ ગુડ. દ્રાક્ષાસવ અથવા યોગરાજ ગુગળથી મટે છે. કાંકાયન ગુટિકા કુમારીકાસવ સાથે લેવાથી તમામ ગુલ્મ-ગોળા મટે છે. ગુલ્મકાલાનલ રસથી ગોળો મટે છે.

### રક્તગુલ્મ.

આ રોગમાં જે સ્ત્રીને પ્રથમ સુવાવડ આવી હોય, જે સ્ત્રીને કસુવાવડ થઇ હોય; જે સ્ત્રીને રૂતુ આવ્યુ હોય તેવી સ્ત્રીઓ જો વાત કારક પદાર્થો ખાય તો તેના ગર્ભાશયની અંદર વાયુ કોપાયમાન થઇને વહેતા એવા આર્ત્તવનો અટકાવ કરે છે; તેથી તે સર્વ આર્ત્તવમિશ્ર થઇને તેમાંથી ગાંઠ બંધાય છે. તે ગાંઠની અંદરથી શળ નીકળવા માંડે દાહ થયા કરે; ગર્ભ રહ્યા સરખાં ચિન્હ જણાય. મોંમાં પાણી આવ્યાં કરે. સ્તનની દીંટડીઓનો આગળનો ભાગ કાળો થઇ જાય; આ ગોળો જુવાન સ્ત્રીઓને જ થાય છે; કુમારિકા કે વૃદ્ધાને થતો નથી.

ઉપાય-કાંકાયન ગુટિકા સાથે કુમારીકાસવ લેવો. કાંકાયન ગુટિકાથી રક્તગુલ્મ ને વાતગુલમ મટે છે. ગુલ્મ રોગની દવાઓ કરવી.

### જ્વર તાવ—Fever

આ રોગમાં જ્વર આવવા પહેલાં આળસ આવવા માંડે, મન અસ્થિર થઇ જાય, શરીર ભારે થાય, મોં બેસ્વાદ થઇ જાય, જમવા ઉપર અરૂચી થાય. બગાસાં આવ્યા કરે, આંખમાં પાણી વહ્યા કરે,

શરીરે ગાડ થાય, અનાજ પચે નહિ, શરીર નિર્બળ થઇ જાય, નિદ્રા ઘણી આવે, રૂવાડાં ઉભાં થઇ જાય; શરીર શીથીલ થાય, પગની પીંડીઓમાં કળતર થાય, મનમાં ગ્લાનિ થાય, શિખામણ દેનાર ઉપર ક્રોધ થાય, ખાટા તીખા પદાર્થોની ઇચ્છા થાય, સ્વાદવાળા પદાર્થો પર દ્વેષ થાય, છોકરાં પર દ્વેષ થાય, અત્યંત તરસ લાગે; અપ્રિય-શબ્દ પ્રિય લાગે, ટાઢ વાય છતાં અગ્નિનો તાપ ન ગમે, ધામ થાય, તોપણ તાપે, ટાઢા પદાર્થો ખાય, ઉનું ન ખાય, એ રીતે તાવ આવવા અગાઉ ચિન્હો જણાય છે, પછી તાવ આવે છે.

ઉપાય--તાવ ઉપર જ્વરહરપીલ્સ, દવેનું એગ્યુમીક્ષ્ચર, અભયાદિકવાથ-મહાસુદર્શન ચુર્ણ, ત્રિભુવનકીર્ત્તિરસ, અગસ્ત્યહરીતકયાવલેહ, તામ્રભસ્મ, મૃત્યુંજયરસ, મહાજ્વરાંકુશરસ, ચન્દનાદિ તેલ ચોળવું. દેવદાર્વાદી કવાથ, નારાયણચુર્ણ, લોકનાથ રસ; અશ્વચોળી, સંશમની, સીરપવસાકા, વાપરવાથી તાવ મટે છે, તાવ માટે મહાસુદર્શન ચુર્ણ સાથે ત્રિભુવનકીર્તીરસ લેવાથી સારો ફાયદો થાય છે. ચીરેટા ટેબ્લેટસ તાવ મટતા સુધી વાપરવી.

## ચોથીઓ તાવ—Intermittent Fever

આ રોગમાં તાવ આવ્યા પછી બીજા બે દિવસો છોડીને તાવ આવવાના દીવસથી આરંભી ચોથે દીવસે ગમે તે વખતે આ આખા દીવસની અંદર એકવાર તાવ આવી જાય છે.

ઉપાય-જવરારિરસ-મહાસુદર્શન ચુર્ણ, અભયાદિ કવાથ, મહાજ્વરાંકુશરસ, ઃ ત્રિભુવનકીર્તિરસથી ચોથીઓ તાવ મટે છે. રોજ ચીરેટા ટેબ્લેટસ લેવાથી પણ અટકી જાય છે. જ્વરહરપીલ્સથી ચોથીઓ તાવ મટી જાય છે.

---

### વિષમજ્વર—Malarious Fever

આ તાવ મચ્છર કરડવાથી, ભીની હવામાં રહેવાથી, અયોગ્ય અહાર વિહારથી આવે છે. એક વાર મટી પાછો આઠ દસ કે પંદર દીવસે ફરી આવે છે.

ઉપાય-અભયાદિ કવાથ આપવો, મહાસુદર્શન ચુર્ણ, તાવની ગોળીઓ, તાવ મટયા પછી લાંબો વખત ચાલુ રાખવાથી મટે છે. સંશમની આપવી.

### છાતીની બળતરા

અજીર્ણથી છાતીમાં બળતરા થાય છે, તેને માટે શિવાક્ષાર પાચન ટીકડી, અવિપતિકર ટીકડી લેવી, આનંદરટી અને દ્રાક્ષાસવ વાપરવો.

### જીર્ણજ્વર—Chronic Low Fever

આ રોગમાં દ્વિદોષ વા ત્રિદોષથી વધુ દોષનાં લક્ષણોવાળો, બાર દિવસ સુધી ન ઉતરનારો અને ધીમા વેગવાળો તાવ આવે છે.

ઉપાય-જ્વરહર પીલ્સ અને મહાસુદર્શન ચુર્ણથી મટે છે. સંશમનીની ગોળીઓ લેવી. ગળોસત્વ વાપરવું, મહાજ્વરાંકુશ રસ લેવો, જ્વરઘ્ની ગુટીકા, શીશાની ભસ્મ, સુવર્ણવસંત માલતી, અમૃતકલાનીધિ રસ, ત્રિભુવનભૈરવરસ, એ દવાઓ લેવી. તેમ સીરપ વસાકાથી પણ ફાયદો થાય છે,

ઉપરની દવાઓમાંથી કોઇપણ એકાદ દવા વાપરવી, લાંબી મુદતનો જીર્ણજ્વર સુવર્ણવસંતમાલતીથી મટે છે.

### મુદતીઓ તાવ-Typhoid Fever

આ તાવ આખો દીવસ આવે છે, સાંજે કે રાતે ગરમી વધુ

જણાય છે, ઉંઘ આવે નહી, તરસ લાગે, આ તાવ સાત દીવસ, ચૌદ દીવસ, એકવીસ દીવસ અને ૨૮ દીવસની મુદતનો હોય છે.

ઉપાય—આ તાવ ઝેરી ગણાય છે. યોગ્ય સારવારથી મટે છે. અભયાદિકવાથ, મહાસુદર્શન ચુર્ણ વસંતમાલીની આપવી.

## જલોદર—Ascites

આ રોગમાં સ્નેહાદિ પદાર્થો ખાય, ઘણી ઉલટી થાય, ઘણો જુલાબ થાય અને પછી જો તે ટાઢુ પાણી પીવે તો પાણીને વ્હેનારી નસો પોતાના કામમાં અશક્ત થઇ જાય, જલ વ્હેનારી નસો પોતાના કાર્યમાં અશકત થવાથી પેટમાં પાણી ભરાવાથી ઉપલા ભાગમાં પેટ મોટું દેખાય, ડુંટીની પાસેનું પેટ ઘણું ઉચુ દેખાય, ચારે તરફ શુળ નીકળવા સરખી વેદના થાય, પાણી ભરાય; પાણી ભરાયા જેવું જણાય, પાણીથી ભરાએલુ પેટ પખાલની પેઠે લચક• લચક હાલે, અને ડખલ ડખલ શબ્દ થાય છે.

ઉપાય-જલોદરારિ રસ લેવો, ઉદરરોગની દવાઓ વાપરવી ઇચ્છાભેદીરસ, નારાચરસ, અભયાદિ મોદક વાપરવો જલોદર અસાધ્ય વ્યાધિ ગણાય છે. છતાં ઉપરની દવાઓથી ઘણુ કરીને ફાયદો થઇ જાય છે. પુનર્નવાદિ કવાથ સાથે આરોગ્ય વર્ધની રસ વાપરવો, પેઢાં ઉપર દોષઘ્ન લેપ બાંધવો. ખોરાકમાં માત્ર દુધ આપવું.

## ઝાડા-અતિસાર-Diarrhoea.

આ રોગમાં અયોગ્ય ખાનપાનથી કે એવાંજ બીજાં કારણથી પકવાશયના દોષને લીધે કૃમિજન્ય વાતના પ્રકોપથી રસ, જળ, મૂત્ર, સ્વેદ, મેદ, કફ, પિત્ત અને રૂધિર પાતળાં થઇ ધાતુઓનો જથો વધી

---

જઈ જઠરાગ્નિને ઠારી નાંખી મળની સાથે મળી જઈ વાયુથી ઠેલાવાને લીધે ગુદા વાટે વારંવાર બહાર નીકળે છે—ઝાડા થાય છે.

ઉપાય—આ દરદમાં ઝાડા મરડાની ગોળીઓ, અમૃતજીવન સારૂં કામ કરે છે. વૃદ્ધ ગંગાધર ચુર્ણ, ગ્રહણી ગજકેસરી રસ આપવાથી કે સંજીવની વટી આપવાથી ઝાડા મટે છે.

અજમોદાદિ ચુર્ણ, કૃમિકુઠાર રસ, જાતિફલાદિ ચુર્ણ, કુટજાવલેહ, શંખવટી, તાલિસાદિ ચુર્ણ, લવંગાદિ ચુર્ણ.

ઉપરની દવાઓમાંથી કોઇપણ એકાદ દવા વાપરવાથી ઝાડા મટી જાય છે.

## જુના ઝાડા.

ઝાડા ઘણા લાંબા વખતના હોય તો કુટજારિસ્ટ કે કુટજાવલેહ સાથે પંચામૃત પર્પટી, જાતિફલાદિ વટી આપવાથી મટે છે. સંગ્રહણીના ઉપાયો કરવા.

## ત્રિદોષ—સંન્નિપાત જ્વર—Pneumcnia.

વાતાદી ત્રણે દોષો કોપે છે ત્યારે ત્રિદોષ થાય છે. જેને આપણામાં મુઝારો કે સનેપાત કહે છે.

ઉપાય—મહાસુદર્શન ચુર્ણ લેવાથી તેમજ ત્રિભુવન કીર્તિ રસ લેવાથી મટે છે. અભયાદિ કવાથ આપવો, પંચવકત્ર રસ આપવો.

અંજનરસ, અભ્રક ભસ્મ, જ્વરાંકુશ રસ, આનંદભૈરવ રસ, સોનામુખીની ભસ્મ, યોગરાજ ગુગળ એમાંની કોઈ પણ દવા આપવાથી મટે છે.

## થુલીયો—Apthae.

મોંની અંદરનું અસ્તર બગડીને અંદર સફેદ ધાબાં પડે છે. કે ચર બાઝે છે. આ રોગમાં ત્રિફળા ચુર્ણ રાત્રે લેવાથી ફાયદો થાય છે.

---

**ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.**

## દમ-શ્વાસ-સસણી. Bronchitis Asthama.

આ રોગમાં જે વખતે વાયુ કફવાળુ થઈ પ્રાણ અન્ન અને ઉદક એ સર્વને વ્હેવાની સ્રોતોના માર્ગને બંધ કરીને ચારે તરફ ફરવા માંડે ત્યારે શ્વાસ રોગ ઉત્પન્ન થઈને હ્રદયમાં પીડા થાય, શુળ નીકળે, પેટ ચડે, પેટ ખેંચાય, મોં ફીકું તથા બેસ્વાદ થાય, જડબાંના હાડકામાં સોઇ ઘોંચ્યા જેવી પીડા થાય છે. ખાંસીમાંથી ઘણીવાર બરોબર દવા ન કર્યાથી દમ લાગુ પડી જાય છે.

ઉપાય-દમમાં-તામ્રભસ્મ સારો ગુણ કરે છે. શ્વાસકુઠારરસ, અગ્નિ રસ, વાસાવલેહ, જાતિફલાદિ ચુર્ણ, સાબરસીંગ ભસ્મ, અભ્રક ભસ્મ અગસ્ત્ય હરીતકયાવલેહ, પ્રવાલ ભસ્મ, સીરપ વસાકા, કંટકાર્યાવલેહ વાસાસવ ખદિરાદિ ગુટીકા, એ દવામાંથી કોઈ એક લેવાથી ફાયદો થય છે.

## નજલો.

આ દરદમાં મહારાસ્નાદિ કવાથ સાથે ચંદ્રપ્રભા ગુટીકા આપવી મહા નારાયણ તેલ ચોપડવું તેથી ફાયદો થાય છે.

## નબળાઇ-General Debility.

મંદવાડ પછી શરીરમાં નબળાઇ આવી જાય છે. શરીર અશક્ત જણાય તો નીચેની દવા લેવી. અશ્વગંધાદિ ચુર્ણ, ત્રિફલા-દુકવટી, જીવન, ટોનીક પીલ્સ, મુશલ્યાદિ ચુર્ણ, અગ્નિતુન્ડીવટી લેવી. મકરધ્વજ કે રાજવંશી યાકૃતિથી નબળાઇ મટે છે. સુવર્ણવસંતમાલતી, પ્રવાલ ભસ્મ, લોહભસ્મ, દ્રાક્ષાસવ ચંદ્રોદયરસવાપરવાથી શકિત આવી શકે છે.

## ધાતુની નબળાઇ-Sexual Debility.

ધાતુ પેશાબે કે સ્વપ્ને જતી હોય અને તેથી નબળાઇ આવી હોય તો ટોનીકપીલ્સ અને જીવન વાપરવું, અગ્નિતુન્ડીવટી, રસાયન

ચુર્ણ, શતવર્યાદિ ચુર્ણ, કે લોહભસ્મ લેવી. મકરધ્વજ લેવાથી સારો ફાયદો થાય છે. ધાતુ જતી હોય તો ચંદ્રપ્રભા, જીવન સાથે લેવી. અશ્વગંધાદિ ચુર્ણ, બંગ ભસ્મ, લોહ ભસ્મ, વાપરવી તેથી મટે છે.

### પથરી–અશ્મરી. Calculi Renal.

આ રોગમાં જે વખતે વાયુ બસ્તીની અંદર રહેલા વીર્યવાળાં કે પિત્તવાળાં મુત્રને અથા કફને સુકવી નાંખે ત્યારે તેમાંથી પથરી ઉત્પન્ન થાય છે. જેમ ગાયના માથામાં રહેલા પિત્તમાંથી ગોરોચન થાય છે તેમ બસ્તિની અંદર રહેલાં જે વિર્યાદિ સુકાઇ જઇને જામી જાય તેને પથરી કહે છે. પથરી થયાં પછી ડુંટીની અંદર સેવની એટલે લિંગની નીચેના ભાગમા વૃષણની બે ગોળીઓથી આરંભીને છેક ગુદા સુધી બે ચામડી શીવીને ઓટયા સરખો જે સાંધો છે તેની અંદર અને પેડુની અંદર શળો નડળવા માંડે. પથરીને લીધે પેશાબનો માર્ગ બંધ થઇ જવાથી પેશાબની ધાર ફાટી જાય. અને પથરી એક બાજુ ખસી જાય એટલે પેશાબનો માર્ગ ખુલ્લો થઇ જવાથી પેશાબ વખતે જરા પણ વ્યથા ન થાય, મુત્રનો રંગ સ્વચ્છ માણેકના સરખો થઇ જાય પથરીને લધે બસ્તિની અંદર રહેલાં છિદ્રોની અંદરથી લોહીવાળો પેશાબ થાય અને જોરથી પેશાબ થાય તો ઘણી પીડા થાય છે.

ઉપાય—પ્રમેહપીલ્સ તે ા અનુપાન સાથે લેવાથી આરામ થઇ જાય છે અથવા તો અભયાદિ મોદક લેવો, ચંદ્રપ્રભા ગુટિકા વાપરવી ગોક્ષરાદિ ગુગળ, સ્વર્જીકાદિ ક્ષાર લેવા, બંગભસ્મ વાપરવી, કુમાર્યાસવ ગોક્ષરાદિ અવલેહ કે ત્રિવિક્રમ રસ લેવાથી પથરી મટે છે મરિચ્યાદિવટી લેવી. પથરીમાં ઘણે ભાગે ચંદ્રપ્રભા ગુટિકા ગોક્ષુરાદિ અવલેહ સાથે આપવાથી આરામ થાય છે. તેથી ફાયદો ન થાય તો ત્રિવિક્રમ રસ આપવાથી તો ફાયદો થાય છેજ. ખાવાની દવાથી પથરી ન મટે તો સારા દાક્તર પાસે ઓપરેશન કરાવવું.

---

## પલિત કપાલ રોગ-કવખતે વાળ ધોળા થવા.

ક્રોધ, શોક કે શ્રમથી શરીરની અંદર પિત્ત તથા ગરમી બન્ને મસ્તકની અંદર જઇને વાળ ધોળા કરે છે. અગસ્ત્યહરિતકી અવલેહ, અભ્રકભસ્મ, અભયાદિ મોદક, ચ્યવનપ્રાશાવલેહ લેવું. અશ્વગંધાદિ ચુર્ણ-વાપરવું અને ભ્રંગરાજતેલ માથે ચોપડવું દવેનું હેરડાય પાણી સાથે વાળ ઉપર ચોપડવાથી વાળ કાળા ભમ્મર જેવા થાય છે, બા. ૧ ની કીમત રૂ. ૨-૦-૦

---

# પ્રકરણ ૩ જું.

## પ્રમેહ

### પ્રમેહ રોગ Gonorrhea and Diabetes.

આ રોગમાં ઘણો મેલો પેશાબ આવે છે, એક ઠેકાણે બેસી રહી અત્યંત એશઆરામ ભોગવવાથી, ઘણું સુઇ રહેવાથી, દહી, ગામના અને જલચર પ્રાણીઓનાં અને જલમય દેશનાં પ્રાણીઓના માંસનો રસ, દુધ, નવુ અન્ન, નવું પાણી, સાકર અને ગોળ વિગેરે પદાર્થો તથા કફકારક પદાર્થો એ સર્વ ખાનારાઓને આ રોગ થાય છે.

ઉપાય—આ દરદમાં-દવે ફાર્મસીની પ્રમેહપીલ્સ અનુપાન સાથે વાપરવી. ચંદ્રપ્રભા ગુટિ, મજીઠાદિ કવાથ સાથે લેવી. બંગ ભસ્મ, અભ્રક ભસ્મ, લોહ ભસ્મ, કૈસોર ગુગળ, ગોક્ષુરાદિ ગુગળ, કુમાર્યાસવ, ઉશીરાસવ લક્ષ્મીવિલાસરસ, વસંતકુમાકર રસ, જીવન સાથે વાપરવુ.

ચંદ્રપ્રભા ગુટિકા-ગોક્ષુરાદિ અવલેહ સાથે સારો ફાયદો કરે છે, મેહબદ્ધ રસ, મેહમુદ્દગર રસ કે બંગભસ્મ વાપરવાથી પરમીયો મટે છે- તેલ મરચાં ન ખાવાં

## પ્રદર રોગ Leucorrhoea

સ્ત્રીઓને પ્રદર રોગ થાય છે. વિરૂદ્ધ પદાર્થ ખાવાથી, દારૂ પીવાથી, જમ્યા ઉપર જમવાથી; અજીર્ણથી, ગર્ભશ્રાવ થાય; અતિ મૈથુનથી, અતી ચાલવાથી, શોક કરવાથી; વધુ ઉપવાસ કરી શરીર કૃશ થવાથી; ભાર ઉપાડવાથી; માર પડે, દિવસે સુઇ રહે સવ કારણોથી ત્રિદોષ ક્રોધાયમાન થઇ પછી ચાર જાતનો પ્રદર રોગ થાય છે. જેથી યોનિમાંથી રાતુ પાણી વહે, શરીર તુટે હાથપગતું કળતર થાય, શક્તિ ઓછી થાય, કામ કરવા જતાં શરીર થાકી જાય, મૂર્છા આવે, મદ ચઢી આવે, તરસ લાગે, દાહ થાય, બકયા કરે, શરીર ધોળી પુણી જેવું થાય, તન્દ્રા રહે.

ઉપાય--પ્રદર રોગ માટે દવેનું સુંદરીસાથી આ દવા સારામાં સારો ઉપાય છે. સેકડે નવાણુ ટકા તેથી આરામ થઇ જાય છે. ચંદ્રપ્રભા, સંશમની, પ્રદરારિ લોહ, પ્રદરારી રસ, પ્રદરપીલ્સ, ચંદ્રપ્રભા ગુટિકા, પુશ્યાનુગ ચુર્ણ, દાર્વ્યાદિ કવાથ એ સર્વ દવાઓ પ્રદર રોગ મટાડનાર છે. બંગ ભસ્મ, સુવર્ણમાક્ષીક ભસ્મ, જસત ભસ્મ, પ્રવાલ ભસ્મથી પણ સારો ફાયદો થાય છે, ગોક્ષુરાદિ ગુગળથી પણ ફાયદો થાય છે. અશોકારિસ્ટથી પણ મટે છે.

આ દરદ ઉપરની દવાઓથી ન મટતું હોય તો પણ સુંદરી સાથીથી તો જરૂર મટી જાય છે,

આર્તવ રોગ—સ્ત્રીઓને દરમાસે ઋતુ અનિયમિત આવતું હોય કે તે વખતે પીડા થતી હોય તો–સુંદરીસાથીથી મટે છે. ચંદ્ર-પ્રભા ગુટિકા કે યોગરાજ ગુગળ લેવો.

---

ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.

### પક્ષાઘાત-વાતરોગ-લકવો, સંધિવા વિ૦ Paralysis

આ રોગમાં કોપેલો વાયુ શરીરનો અર્ધો ભાગ ઘેરી લઇ શિરા તથા સ્નાયુને શોષી લઇ પછી શરીરના ડાબા પડખાને કે જમણા પડખાને હાલતું ચાલતું બંધ કરે છે, શરીરના સાંધાઓનાં બંધન ઢીલાં કરે છે, તેથી રોગીનું અર્ધું શરીર હરફર કરી ન શકતાં લાકડાંની માફક જડ થઇ જાય અને તે જડ થયેલા શરીરને ગમે તેવી રીતે સ્પર્શ કર્યા છતાં જરા જેટલું સ્પર્શજ્ઞાન ન થાય.

ઉપાય:—નારાયણતેલ ચોપડવુ, મહારાસ્નાદિ કવાથ સાથે મહાયોગરાજ ગુગળ લેવો. બ્રહત્મજીસ્ટાદિ કવાથ લેવો. અગ્નિતુન્ડી વટી, વાતગજાંકુશ રસ, વાતારિ રસ એ સર્વ પક્ષાઘાત મટાડે છે. સમીરપન્નગ રસ, વિષગર્ભ તેલ, પેનહરમામ ચોપડવું ગરમીથી પક્ષાઘાત થયો હોય તો કેસરાદિ વાપરવી તે વખતે ચળી પાળવી.

### પરસેવો વળવો—Perspiration

જીર્ણ તાવથી પરસેવો વળતો હોય તો જીર્ણ તાવની દવાઓ વાપરવી. જીવન સાથે દ્રાક્ષાસવ વાપરવા, આરોગ્યવર્ધની રસ વાપરવો રાત્રે ત્રિફળાચુર્ણ કે શિવાક્ષાર પાચન ચુર્ણ વાપરવું.

### પાંડુરોગ—Anaemia.

આ રોગમાં ઘણો સંગ કરે, અત્યંત ખાટા અને ખારા પદાર્થો ખાય, ઘણું મદ્ય-દારૂ પીવે, અતિ તીક્ષ્ણ પદાથો ખાય, દિવસે સુઇ જાય અને માટી ખાય એમ કરવાથી પિત્ત પ્રધાન વાતાદિ દોષો કોપાયમાન થઇ કફને ચામડી, લોહી. માંસ એ સર્વને દોષવાળા કરીને પછી ચામડીના પર ધોળો, પીળો, લીલો રંગ ઉત્પન્ન કરે,

તેમાં ધોળો રંગ વીશેષ જણાય, શરીર તેજહીન થઇ ધોળું થાય, રસાદિ ધાતુઓ શીથીલ થઇ જાય, ઓજ, રક્ત, અને મેદ ઓછો થઇ જાય, આંખપર સોજો આવે, થોડું બોલી શકાય, અન્ન ખાવા ઉપર અરૂચી થાય, તાવ આવે શ્વાસ ચઢે અને ભ્રમ થાય છે.

ઉપાય -લોહ ભસ્મ કે મંડુર ભસ્મ આપવી, ત્રીફળાચુર્ણ, લોહાસવ, અભયાદી મોદક, ઃકુમારીકાસવ, પ્લીહા પીલ્સ ઉશીરાસવ, કુટજાવલેહ, કીશોર ગુગળ મંડુરવટી, સંશમની, મહાસુદર્શન ચુર્ણ અથવા આરોગ્યવર્ધની રસ આપવાથી ફાયદો થાય છે.

**પ્લીહોદર ઉદર રોગ-બરોળ. Spleen Enlargement.**

આ રોગથી ડાબી બાજુનુ પેટ વધે, ઘણો આકુળવ્યાકુળ થાય ઝીણો તાવ રહે, જઠર મન્દ થઇ જાય, શકતી ઓછી થાય, શરીર ધોળું થાય, અને દાહકરનાર કે કફ કારક પદાર્થો વારંવાર અતીશય ખાવાથી લોહી અને કફ અત્યત બગડવાથી પેટમાંની બરોળ નામે ગાંઠ વધવા માંડે છે. જેથી શરીર ફીકું પડી જાય, તાવ આવે અને અશક્તિ વધે છે.

ઉપાય—આ રોગમાં પ્લીહાપીલ્સ વાપરવી કુમાર્યાસવ લોહભસ્મ આરોગ્યવર્ધનીરસ, મહાસુદર્શન ચુર્ણ, ચદ્રપ્રભા ગોળી, ગંધક રસાયન, અભ્રક ભસ્મ, કુંવારનોરસ. તાલીસાદીચુર્ણ પથ્યાદીક્વાથ એમાંથી કોઇપણ દવાથી મટે છે. લોહભસ્મ સારો ફાયદો આપે છે.

**બળતરા.**

ઘણાને પગમાં બળતરા થાય છે. તેના ઉપર સમામૃત લોહ, સીતોપલાદિ ચુર્ણ, બંગ ભસ્મ, કે સુદર્શન ચુર્ણ દેવાથી સારો ફાયદો થાય છે.

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.**

## બદ-Bubo.

અભયાદિમોદક કે કાંચનાર ગુગળ મંજીસ્ટાદિ કવાથ સાથે પીવો. અને બદ ઉપર દશાંગ લેપ ચોપડવો. પાકયા પછી દોષઘ્ન લેપ ચોપડવો.

## ભગંદર.

આ રોગમાં હાથી ઘોડાપર બેસવાથી કે વિષમાસન પર બેસવાથી હરસ કરનારા પદાર્થો ખાવાથી, ઉપદંશ થવાથી, ગુદાની આસપાસ બે આંગળ છેટે દુસ્ટ થયેલાં લોહી અને માંસનો આશ્રય કરીને એક ગુમડું થાય છે. તે ગુમડાનું મૂળ ઘણું ઉડું થાય છે વેગ મોટા થાય છે, તેની અંદર ઘણી વેદના થાય છે. તે અતિ પ્રકોપ પામે છે. પછી કેટલેક કાળે ફુટીને તેમાં છિદ્ર પડે, એ છિદ્ર મુત્રાશય પાસે હોવાથી હંમેશાં તેમાં થોડું થોડું મુત્ર સ્ત્રવ્યા કરે, અને ઔષધ ન થવાથી દિનપ્રતિદિન છિદ્ર વધતું જાય અને તે છેવટે બસ્તિ અને ગુદાને મોટાં કરે છે તે મોટાં છિદ્રમાં બીજાં ઘણાં છીદ્રો પડે. અને વાયુ, મળમુત્ર તથા શુક્ર એ સર્વ તે નાનાં તથા મોટાં છીદ્રોમાંથી બહાર નીકળે છે.

ઉપાય—અભયાદી મોદક લેવો, કાંચનાર ગુગળ, મંજીસ્ટાદી કવાથ સાથે લેવા કાસીસાદીઘ્રત ચોપડવુ. ભગંદરાદી રસ વાપરવો, જાત્યાદી મલમ ચોપડવો, સુખશાંતી મલમ ચોપડવો. આ દરદ અસાધ્ય ગણાય છે, શરૂઆતથી ઉપાય કરવાથી આરામ થઇ જાય છે.

## મંદાગ્નિ.

આ રોગમાં હમેશાં જમતો હોય તેના કરતાં પણ રોજ થોડું

અનાજ ખવાય અને ખાય તે પણ પચે નહી તેને લીધે કફથી થતા ૨૦ વ્યાધીઓમાંના અળસ્યાદી રોગો થાય છે. અભ્યાદી મોદક લેવો, મહાસુદર્શન ચુર્ણ લેવું, કુમારીરસ, અગનીતુંડી વટી વાપરવી કુમાર્યાસવ કે દ્રાક્ષાસવ પીવો. શીવાક્ષાર પાચન ટીકડી કે આનંદ વટી લેવી. દ્રાક્ષાદી ટીકડી વાપરવી.

## મધુમેહ—મીઠો પ્રમેહ—Diabetes

આ રોગમાં કફ, પીત્તનો ક્ષય થવાને લીધે કોપાયમાન થયેલો વાયુ શરીરની અંદર રહેલી વસા, મજ્જાદી ધાતુને બસ્તીના મુખમાં આણે છે તેથી તુરો, મધના સરખો મીઠો અને રૂક્ષ પેશાબ થાય છે.

ઉપાય—ચંદ્રપ્રભાગોળી-ગોક્ષરાદી અવલેહ સાથે વાપરવો. ગોક્ષુરાદી ગુગળ વાપરવો, બંગભસ્મ, મેહમુદગરરસ કે મેહબદ્ધ રસ વાપરવો. વસંત કુસુમાકર રસથી મધુપ્રમેહ મટે છે.

## મરડો—આમાતિસાર—Dysentery

આ રોગમાં અન્નનું પાચન ન થવાથી પોતાના માર્ગથી ભ્રષ્ટ થયેલા વાતાદિદોષો કોઠાની અંદરના ધાતુઓના સમુહોને તથા મળને પોત પોતાના સ્થાનકમાંથી ચલાયમાન કરીને અનેક રંગવાળો ઝાડો ગુદાદ્વારા થાય છે. તે વખતે પેઢુની અંદર ઘણી ચુંક આવે છે.

ઉપાય—કુટજાવલેહ, જાતિફલાદિચુર્ણ, શંખવટી, વડવાનલ ચુર્ણ, અભ્રકભસ્મ, શીશાની ભસ્મ વાપરવી. પ્રથમ દીવેલ લેઇ બીજે દીવસે ઉપરની દવાઓ લવાથી સારો ફાયદો થાય છે.

## મેદરોગ

આ રોગમાં કસરત ન કરે, દીવસે ઉંઘે અને કફકારક પદાર્થો ખાય, એ રીતે વર્તનારના શરીરમાં ઉત્પન્ન થયેલો અન્નનો રસ ઘણું

કરી મીઠાં આમવાળો બનીને પછી તે સ્નેહથી મેદનો વધારો કરે છે

મેદ વધવાથી બીજી ધાતુઓને જવાની શરીરની અંદરની નસો બંધ થવાને લીધે મજ્જા, શુક્રાદિ ધાતુઓ વૃદ્ધિ પામી શકે નહિ. જેમ જેમ મેદ વધતો જાય તેમ તેમ મનુષ્ય દરેક કામ કરવામાં અશક્ત થતો જાય, ક્ષુદ્ર શ્વાસ થઇ આવે, તરસ લાગ્યા કરે, શરીરનુ ભાન ભૂલી જાય, ઉંઘ આવ્યા કરે, એકદમ શ્વાસ રૂંધાઈ જાય, શરીર થાકી જાય. ભૂખ લાગ્યા કરે. પરસેવો વળ્યા કરે, શરીરમાં ખરાબ ગધ આવે. શકિત ઓછી થાય, સ્ત્રી સંગની ઇચ્છા જ ન થાય. આ મેદ સર્વ પ્રાણીઓના હાડકામાં તથા પેટમાં રહે; મેદવાળા પુરુષનું પેટ વધે; મેદથી સર્વ નસો બંધ થઇ જવાને લીધે વાયુ કોઠાની અંદર વિશેષ સંચાર કરી જઠરાગ્નિને પ્રદીપ્ત કરીને ખાધેલા અન્નનું શોષણ કરે તેથી ખાધેલો ખોરાક જલ્દી પચી જાય અને પાછી જમવાની ઇચ્છા થાય; ઇચ્છા થાય તે વખતે ખાવાનું ન મળે તો વાતવ્યાધિ આદિ કોઈ જાતનો ભયંકર રોગ થાય; અગ્નિ અને વાયુ બને કોપાયમાન થયાં હોય તો જેવી રીતે જંગલને અગ્નિ બાળે છે તેવી રીતે મેદવાળા મનુષ્યનાં શરીરને બાળે છે. આવા પ્રકારના વિકારોની અંદર કારણભૂત મેદ જો અત્યંત વૃદ્ધિ પામે તો એકદમ; પ્રમેહ પીટીકા, જ્વર, ભગંદર અને વિદ્રધિ રોગો ઉત્પન્ન થઇ જીવીતનો જલ્દી નાશ કરે છે. માટે મેદરોગનો તરત ઉપાય કરવો જોઇએ.

ઉપાય--લોહભસ્મ મદ સાથે વાપરવી, આરોગ્યવર્ધની રસ વાપરવો; ગરમ પાણી ટાઢું થયા પછી મધ નાંખીને પીવાથી મેદારોગ મટે છે.

---

### ઉષકાદિગણુ ચુર્ણ.

ખારો શોધેલ મોરથુથુ; શેકલીહીંગ, શોધેલ સફેદ હીરાકસી; શોધેલ પીળી હીરાકશી, સિન્ધાલુણુ અને શિલાજીત એ સાતે ઔષધોનું ચુર્ણ ખાવાથી મુત્રકચ્છ, અશ્મરી, ગુલ્મ અને મેદ તથા કફરોગ મટે છે.

આ ચુર્ણ દવે ફાર્મસીમાં મળશે. તો. ૧ ની કીં, રૂ. ૧)

દવે ફાર્મસીમાંથી મેદરોગની ગોળીઓ મંગાવી વાપરવી તેથી સારો ફાયદો થાય છે.

## પ્રકરણુ ૪ થું.

## ભષ્મોનો રોગ નિવૃત્ત કરવામાં ઉપયોગ

### અભ્રક ભષ્મના ગુણો.

૧ પ્રમેહ શ્વાસ, વિષરોગ, કોઢ, વાત, પિત્ત, કફ, કફક્ષય, સંગ્રહણી, પાંડુરોગ, ભ્રમ, કમળો ગુલ્મ એ રોગો ઉપર અભ્રક ભષ્મ ૧ ચણોઠીથી ૩ ચણોઠી સુધી મદ અને પીંપર સાથે ખાવી. જેથી મટશે.

૨, પ્રમેહ અને મૂત્રકચ્છ—માં એલચી દાણા, ગોખરૂ, ભોંય આંબલી ખડીસાકર અને ગાયના દુધ સાથે ૧ વાલ ભષ્મ ખાવાથી મટે છે.

૩ વીશ પ્રકારના પ્રમેહ—મદ, પીંપર અને શીલાજીત સાથે ૧ વાલ ભષ્મ ખાવી.

૪ જીર્ણ જ્વર અને ક્ષયમાં—મદ, પીંપર સાથે ૨ વાલ ભષ્મ ખાવી.

---

૫ ધાતુ વૃદ્ધિ માટે સોના અને રૂપાના વરક ૧ વાલ લઇ તેની બરોબર ભષ્મ લઇ ખાવાથી મટે છે. અથવા લવીંગ તથા મધમાં એક વાલ ભષ્મ રાત્રે ખાવી.

૬ ક્ષય, પાંડુ સંગ્રહણી, શુળ. આંબ, કોઢ, શ્વાસ, પ્રમેહ કાસ મંદાગ્નિ અને ઉદરરોગમાં-ચાવકીંગ, સુંઠ, મરી, પીંપર એમના ચુર્ણમાં વાલભર ભષ્મ ખાવાથી મટે છે.

૭ હરસ મસા—( મૂળ વ્યાધિ ) ભીલામા સાથે ૧ વાલ ભષ્મ ખાવી.

૮ જઠરાગ્નિ--મુત્રઘાત મુત્રકચ્છ અને મુતરખડા માટે-નવસારનુ ચુર્ણ વાલ ૪ તથા ભષ્મ વાલ ૧ આપવી.

૯ વાયુરોગ—સુંઠ, પુષ્કરમુળ, મધ અને આસનના ચુર્ણમાં ૧ વાલ ભષ્મ ખવરાવવી.

૧૦ પિત્તરોગ—ગાયના ઘી અને સાકરમાં ૧ વાલ ભષ્મ આપવી

૧૧ બલ વૃદ્ધિને માટે—ગાયના દુધ અને ભોંયકહોળામાં ૧ વાલ ભષ્મ આપવી.

૧૨ રક્તપિત્ત—હરીતકી, ગોળ, એલચીદાણા અને સાકર સાથે એક વાલ ભષ્મ આપવી.

૧૩ ક્ષય, પાંડુ, મુત્રવ્યાધિમાં ત્રિકટુ, ત્રિફળા, સાકર, મધ, અને ચતુર્જાત ચુર્ણ સાથે એક વાલ ભષ્મ આપવી.

૧૪ નેત્ર રોગમાં ત્રિફલાનું ચુર્ણ અને મધમાં ૧ વાલ ભષ્મ આપવી,

અભ્રક ભસ્મ—(સહસ્રપુટી) દવે ફાર્મસીમાં મળશે. નં.૧ ની કીંમત રૂ. ૫૦-૦-૦

## કલાઇભષ્મના ગુણો

કલાઇ ભષ્મ ૧ થી ૨ રતીભાર આપવી.

૧ કપુર સાથે ખાવાથી મુંખગધ, ૨ પાંડુરોગને માટે ઘીમાં ૩ જાયફળ, લવંગ અને મદ સાથે ખાવાથી શ્વાસરોગ મટે છે. ૪ રક્તપિત્ત અને ઉર્ધ્વશ્વાસ માટે હળદરમાં, ૫ બલની વૃદ્ધિ મટે મદમાં, ૬ અગ્નિમાંદ માટે પીપરમાં, ૭ વિર્યસ્તભન માટે નાગરવેલના પાનમાં, ૮ અજીર્ણું માટે આંબલી કે સોપારી સાથે, ૯ કોડને માટે સમુદ્રફેણુ અથવા નગોડના રસ સાથે, ૧૦ વાયુને માટે લસણમાં૧૧ અરોળ માટે ફુલાવેલા ટંકણખારમાં, ૧૨ હરસમસા—માટે કાથા અગર તો ઘેટીના દુધમાં, ૧૩ પુષ્ટને માટે જાયફળમાં અગર દુધમાં પાંડુરોગમાં ઘી સાથે. ૧૫ પ્રમેહને માટે તુળસીના પાન, મદ અને ખડી સાકર સાથે, ૧૬ ગુલ્મરોગ (ગે.ળો) માટે ફુલાવેલા ટંકણખારમાં, ર૭ દાહ થયો હોય તો લીંબુના રસમાં, ૧૮ પિત્તરોગમાં સાકરમાં, ૧૯ પઢત્વ નાશ માટે અંધાડાના મુળમાં, ૨૦ મસ્તક રોગ માટે એરંડમુળ ઘસી તેમાં ભષ્મ નાંખી લેપ કરવો, ૨૧ વાયુનેમાટે અજમો અથવા આસનમાં, ૨૨ જળોદરમાં બકરીના દુધમાં, ૨૩ ધાતુવૃદ્ધિ માટે, જાયફળ, જાવંત્રી અને લવીંગ સાથે, ૨૪ નાડીવ્રણને માટે નાગવેલીમાં ૨૫ પેટની ચુંકમાં હરડેની સાથે ૨૬ વાયાના ગોળામાં છાસ સાથે, ૨૭ ફેફરૂં આવે છે તેમાં લસણના તેલમાં મેળવી સુંઘવું. ૨૮ શરીર બળવાન થવા માટે તુળસીના રસમાં આપવી

ઉપર પ્રમાણે ઉપયોગ કરવામાં વનસ્પતિનુ પ્રમાણ ૦| તોલાથી ૧ તોલા સુધી સમજવું.

બંગ ભસ્મ—દવે ફાર્મસીમાં તૈયાર મળશે, તોલા ૧ ની કીં. રૂ. ૩-૦-૦

---

## કોડી—[ સં. વરાટિકા ]

( તેનું શોધન તથા મારણ—જુઓ પાછળ. )

### કોડીની ભષ્મના ગુણ

કોડીની ભસ્મ અમારે ત્યાં તૈયાર મળશે તો ૧ ની કીં ૦-૮-૦

(૧) કાન પાકતો હોય તો કોડીની ભષ્મ લીંબુના રસમાં કે હુક્કાના પાણીમાં મેળવી કાનમાં બે બે ટીપાં મુકવાં તેથી મટી જશે

૨ ક્ષય રોગ ઉપર—સાકર, મધ અને માખણ એકેક તોલો લઇ બે રતીભાર કોડીની ભષ્મ સાથે રોજ ખાવાથી ક્ષયરોગ મટે છે.

૩ શ્વાસ, કફ અને તાવ—માં મધ સાથે કોડીની ભષ્મ બે રતી ભાર ખાવી.

૪ પ્રમેહ, પ્રદર અને ધાતુવિકાર ઉપર કોડીની ભષ્મ ઘી અને સાકર સાથે ખાવી.

૫ શૂળમાં ઉના પાણી અગર સાકર સાથે બે રતી ભષ્મ ખાવી

૬ અપસ્માર ઉપર—કાંદાની ઉભી ચીરી કરી તે ઉપર કોડીની ભષ્મ નાંખીને તેની પોટલી કરી વારંવાર નાકમાં સુંઘવી.

૭ દાદર, ખસ અને ચકામાં ઉપર, તલનું તેલ પાશેર, ભષ્મ તો. ૧, ગેરૂ તો. ૦ાા એકત્ર કરી લેપ કરવાથી મટે છે

### તાંબાની ભષ્મના ગુણ

તાંબાની ભસ્મ અમારે ત્યાં તૈયાર મળશે તો ૧ કીં રૂ. ૮-૦-૦

તાંબાની ભષ્મની ૧ રતીની માત્રા સમજવી. એટલે દરદીને ૧ રતી સુધી નિચેના અનુપાનો સાથે આપવાથી તાંબાની ભષ્મ નીચેના રોગો મટાડી શકે છે.

૧ દમ અને કફ ઉપર, મધ પીંપરમાં ૧ રતી ભષ્મ ખવરાવવી

૨ પુષ્ટિ માટે, મધ, સાકર અને ઘી સાથે ખવરાવવી.

૩ તાવ, વિષમજ્વર, ઉપર, મરી અને તુળસીના રસમાં ખવરાવવી.

૪ મૂત્રકચ્છ ઉપર હળદર અને મદ સાથે ખવરાવવી.

૫ હરસ ઉપર સુરણના રસમાં મરી અને લવંગનું ચૂર્ણ નાંખીને તે સાથે ખવરાવવી,

૬ ઉદરરોગમાં-ગુગળ સાથે સાત દિવસ આપવી.

૭ પિત્તરોગમાં-સાકર સાથે ખવરાવવી.

૮ વાયુના ગોળા ઉપર-હીંગ સાથે ખવરાવવી.

૯ સંગ્રહણી અને વાતપ્રમેહ ઉપર-ગળોના સત્વ, અજમો, સાકર અને મદ સાથે ખવરાવવી.

૧૦ મુત્રકચ્છ ઉપર જવખાર સાથે ખવરાવવી.

## પારાની ભષ્મના ગુણો.

પારદ ભસ્મ અમારે ત્યાં તૈયાર મળશે તો ૧ ની કીં રૂ. ૫

પારાની ભષ્મ ૧ રતીથી ૪ રતી સુધી આપવી;

તે જુદા જુદા રોગોમાં નિચે પ્રમાણે અનુપાનથી ઉપરની માત્રા પ્રમાણે આપવી.

૧ વાતરોગઉપર-પીંપરમાં-ખાવી, ૨ પિત્ત ઉપર આવળ કંટીના ચૂર્ણ સાથે, ૩ કફ ઉપર આદાના રસમાં, ૪ તાવ ઉપર લીંબુના રસમાં. ૫ રૂધિરશ્રાવ, પ્રવાહિકા અને અતિસાર ઉપર તાંદળજાના રસમાં, ૬ રક્તવિકાર ઉપર મદમાં, અથવા તો હળદર અને સાકર સાથે, ૭ કમળો; પાંડુ અને અગ્નિમાંદ ઉપર ત્રિકટુ. ત્રિફલા અને અરડુસાના ચુર્ણ સાથે. ૮ દમ, કફ અને શુળ ઉપર પીંપર, મરી, અને ભારંગમુળના ચુર્ણમા, ૯ મુત્રકચ્છ ઉપર શિલાજીત એલચી અને સાકર સાથે આપવી. ૧૦ ધાતુવૃદ્ધિ ઉપર લવંગ,

---

કેશર, જાવંત્રી, શુદ્ધ હિંગળોક, અક્કલગરો, પીંપર અને ભાંગમાં આપવી, ૧૧ તમામ પ્રકારના તાવમાં, સીંધવ, લવીંગ, કરીઆતું અને હરડેના ચુર્ણ સાથે આપવી. ૧૨ સર્વ પ્રકારના ઝાડા માટે, અફીણ, લવીંગ, અને ભાંગ સાથે, ૧૩ ઉદરરોગ માટે, સીંધવ હળદર, ભાંગ અને અજમામાં, ૧૪ ઉલટી ઉપર ભાંગ અને અજમામાં ૧૫ કૃમીરોગ ઉપર, ચાર વાલ ખાખરાનાં બી અને બમણો ગોળ સાથે, ૧૬ અગ્નિમાંદ્ય ઉપર સીંધવ અને અજમામાં, ૧૭ પુષ્ટિને માટે ગળો ના સત્વમાં આપવી.

ચળી—પારો ભક્ષણ, કરનારે પાન ભક્ષણ નિંદ્રા, જાગરણ, ચાલવું; ક્રોપ, હર્ષ, દુઃખ, ઇ૦ કરવું નહિ.

તેણે કોળુ, કાકડી, કારેલાં, કાલીંગડાં, દેવડાંગર, કેળાં, કુંભી તથા અળસીનું તેલ; અડદ, મસુર, છાસભાત, કડવાં, ખાટાં, તીખાં, મીઠા પિત્તકારક પદાર્થો, પીળાપદાર્થો, બોર, નાળીએર, કેરી, જવખાર, સુંઠ, સરગવો ભાંગ, રાઇ અને વાલ એટલા પદાર્થ ખાવા નહિ.

## લોહભષ્મના ગુણ

લોહભસ્મ અમારે ત્યાં તૈયાર મળશે તો ૧ ની કીં રૂ ૪

લોહભષ્મ ૧ થી ૨ રતી ભાર નિચેના રોગો ઉપર નિચે પ્રમાણે અનુપાનથી રોજ આપવી.

૧ વાત ઉપર લસણ અને ઘીની સાથે ખાવી, ૨ પિત્ત ઉપર સાકરમાં ખાવી, ૩ કફ ઉપર મધ સાથે, ૪ દમ ઉપર સુંઠ, મરી; પીંપર અને મધમાં ખાવી, ૫ શુળ ઉપર હીંગ તથા ઘીની સાથે, ૬ જીર્ણ-જ્વર ઉપર મધ અને પીંપરમાં, ૭ પ્રમેહ ઉપર ત્રિફળા અને ખડી-સાકર સાથે, ૮ ત્રિદોષ ઉપર આદાના રસ અને મધ સાથે, ૯ વાત

જ્વર ઉપર, ઘીમાં ખાવી, ૧૦ પિત્તજ્વર ઉપર મદમાં ખાવી, ૧૧ રક્તપીત ઉપર ખડીસાકર અને ચાતુર્જાત ચુરણુ સાથે, ૧૨ પાંડુરોગ ઉપર સાટોડીના રસમાં ૧૩ વીસ પ્રકારના પ્રમેહ ઉપર હળદર;પીંપર અને મદ સાથે. ૧૪ સંધીરોગ ઉપર તજ, એલચી, તમાલપત્રની સાથે, ૧૫ (૮૦) પ્રકારના વાયુ ઉપર નગોડના રસમાં, ૧૬ વલીપલીત (વાળ ધોળા થવા ) ઉપર ત્રિફળામાં, ૧૭ બલવૃદ્ધિ ઉપર–સાટોડી અને ગાયના દુધ સાથે, ૧૮ મુત્રકચ્છ ઉપર શિલાજીતમાં, ૧૯ અગ્નિમાંદ ઉપર તાંબુલમાં, ૨૦ પાચ જાતની ઉદરસ ઉપર અરડુસો, પીંપર, દ્રાક્ષ અને મદમાં, ૨૧ તે સિવાયના સર્વ રોગ ઉપર ત્રિફળા અને મદ સાથે આપવી.

**ચળી**–કોળુ, તલનું તેલ, અડદ, રાઇ, દારૂ, ખાટાપદાર્થો, મત્સ્ય માંસ; કારેલાં, તીખા પદાર્થ એ ખાવાં નહિ.

લોહભષ્મથી નુકશાન થાય તો. અગથીયાના રસમાં વાવડીંગ વાટી પી જવું. અને તડકામાં ઘણી વાર ફરવું.

**પરવાળાં ( સં.-પ્રવાલ ભષ્મના ગુણો )**

પ્રવાલ ભસ્મ અમારે ત્યાં તૈયાર મળશે તો ૧ ની કીં રૂ ૨

પ્રવાલ ભષ્મ ૨ રતી ભારના આશરે નિચેના રોગ ઉપર નિચેના અનુપાનો સાથે આપવી.

૧ વાયુ ઉપર–તુળસીના રસ તથા મદ સાકરમાં આપવી, ૨ જીર્ણજ્વર, કાસશ્વાસ, હેડકી, વાયુ એ રોગોમાં મદ, પીંપર સાથે આપવી, ૩ પિત્ત ઉપર દુધ અને સાકરમાં ખાવી, ૪ ધાતુપુષ્ટી ઉપર ઘી સાકરમાં ખાવી. ૫ ધાતુક્ષય ઉપર પાકેલાં કેળાંમાં ખાવી, ૬ પ્રદર ઉપર ગાયના તાજાદુધમાં, ૭ કૃષતા ઉપર પાનમાં. ૮ તાવ ઉપર કરી-

ચાટુ, કડુ અને હરડે સાથે ખાવી. ૯ પિત્તની ઉદરસ ઉપર આદાના રસ અને સાકર સાથે ખાવી. ૧૦ રતાંધળા ઉપર ઉંદરની લીંડીઓ અને તુળસીના રસમાં ઘસી તેમાં ભષ્મ નાંખી અંજન કરવું. ૧૧ દાહ ઉપર વંશલોચન અને સાકર સાથે આપવી. ૧૨ કફ, મુત્રકચ્છ ઉપર ચાખાના ધોવરામણ સાથે, ૧૩ ઉરઃક્ષત ક્ષય ઉપર ઘી અને મદમાં ૧૪ ઉષ્ણુતા; દાહ અને ઇંદ્રિની બળતરા ઉપર ચોખાના ધોવરામણુ મદ અને સાકર સાથે. ૧૫ આંખોની ગરમી અને શરીરપરની ખોસ ઉપર-ઘી, સાકર અને તાજા દુધ સાથે. ૧૬ ભ્રમ ઉપર આંબળાંના મુરબ્બામાં ઘી સાકર નાંખી તે સાથે, આપવી. ૧૭ મસ્તકશૂળ ઉપર બદામની ખીરમાં ખાવી. ૧૮ પિત્તવાળા પાંડુરોગ ઉપર ઘી સાકરમાં ખાવી.

## મોતીની ભષ્મના ગુણ

**મોતીની ભસ્મ**—અમારે ત્યાં તૈયાર મળશે તો ૧ ની કીં. રૂ ૩૦-૦-૦ અર્ધી રતી પ્રમાણે મોતીની ભષ્મ આપી શકાય છે.

૧ પુષ્ટી માટે તેમજ પિત્તરોગ માટે દુધ અને ખડી સાકરમાં આપવી. ૨ ઉરઃક્ષત ક્ષય ઉપર ઘી અને મદમાં આપવી ૩ નેત્રરોગ માટે ઘી અને મદમાં આપવી.

## રૂપાની ભષ્મના ગુણ

**રૂપાની ભસ્મ**—અમારે ત્યાં તૈયાર મળશે. તો ૧ ની કીં રૂ ૧૩ રૂપાની ભષ્મ ૧ રતીભાર આપી શકાય છે.

૧ દાહ થતો હોય તો સાકરમાં આપવી. ૨ ઉન્માદ, શીરોરોગ, પ્રમેહ, જ્વરપિત્ત, ગરમીના સર્વ રોગ ઉપર, મદ અને ઘી સાથે ૩ વાત અને પિત્ત ઉપર ત્રિફળામાં. ૪ બળવૃદ્ધિ, ધાતુપુષ્ટિ માટે

શતાવરીમાં ખાવી, ૫ પિત્તવિકાર ઉપર આંબળાના મુરબ્બામાં, ૬ પ્રમેહ ઉપર દાલચીની તમાલપત્ર અને એલચીમાં ખવરાવવી.

## લોહકીટ—(મંન્ડુર)ની ભષ્મના ગુણો

**મંડુર ભસ્મ**—અમારે ત્યાં તૈયાર મળશે તો ૧ ની કીં રૂ ૨-૦-૦

મંડુર ભષ્મ ચાર રતીથી ૬ રતીભાર સુધી આપી શકાય.

**૧ કમળો પાંન્ડુરોગ**—ઉપર ગાયના મૂત્રમાં અથવા મદ પીંપરમાં, અથવા તો છાશમાં આપવી, ૨ સંગ્રહણી ઉપર છાસમાં મરીચાંની ભૂકી નાંખી તેમાં આપવી. ૩ જીર્ણજ્વર ઉપર મદ અને પીંપરમાં; ૪ શૂળ ઉપર ગોમૂત્રમાં; અથવા ત્રિફળાનુ ચુર્ણ નાંખી મદ પીંપર સાથે આપવી, ૫ કૃમી ઉપર મદ અને વાવડીંગ સાથે ૬ સોજા ઉપર સાટોડીના રસમાં, અને ૭ શકિત માટે ઘી અને સાકરમાં આપવી.

## શંખભષ્મના ગુણ

શંખભષ્મ ૧ રતિથી ૦॥ તોલા સુધી આપવી.

૧ **સન્નિપાત** અને સગ્રહણી ઉપર સીધવ ત્રણ માસા અને મદ સાથે આપવી. ૨ અજીર્ણ લીંબડાના રસમાં સાકર નાંખી તે સાથે આપવી. ૩ ત્રિદોષ શૂળ ઉપર શંખભષ્મ; સીંધવ, હીંગ અને ત્રિકટુ સર્વનું ચુરણ ગરમ પાણીમાં આપવુ. ૪ ઉદરસ ઉપર પાન સાથે ૧ રતી શંખભષ્મ આપવો. ૫ શુળ ઉપર એક રતી શેકેલીહીંગ, ૨ રતી, શંખભષ્મ અને ઘી ૦॥ તોલો આપવાથી મટે છે. ૬ આમાતિસારમાં જાયફળ ૦॥ માસો; ઘી ૦॥ તોલો અને ૨ રતી ભષ્મ આપવી, ૭ પ્લીહોદર—લીંબડાના રસમાં ૧૦ માસા શંખભષ્મ આપવાથી બરોળ મટે છે. ૮ ત્રિદોષ, શૂળ, સીંધવ, હીંગ અને ત્રિકટુ સાથે ગરમ પાણીમાં આપવી, જેથી મટશે. શંખ-ભસ્મ તો.૧નીકીંરૂ૦॥

---

**ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.**

## શીસા ( સં. નાગ ) ની ભષ્મના ગુણ

**શીશાની ભસ્મ**—દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો ૧ ની કીં રૂ ૩-૦-૦ સીસાની ભષ્મ ૧ રતી પ્રમાણમાં આપવી.

૧ પ્રદર ઉપર-વંશલોચન; જીરૂ, એલચી અને ખડીસાકરમાં ખભષ્મ આપવાથી મટે છે. ૨ કફ વાયુ; જલોદર ઉપર અજમો; પીંપર અને મદ સાથે આપવાથી મટે છે. ૩ ધાતુક્ષીણતા ઉપર માખણ અને ખડીસાકરમાં આપવી. ૪ ઉપદંશ ઉપર ઇલાયચી અને ચીની સાકર સાથે આપવી,

## સુવર્ણમાક્ષિક ભષ્મના ગુણો

સુવર્ણમાક્ષિક ભષ્મ ૨ રતીથી ૧ વાલ ભાર સુધી આપી શકાય છે. આ ભસ્મ દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો ૧ ની કીં. રૂ. ૨.

૧ પ્રમેહ, મૂત્રકચ્છ, ધાતુક્ષીણતા, સ્વપ્નાવસ્થા, જીર્ણજ્વર ઉપર માખણ અને ખડીસાકર સાથે મદ મેળવી ૧ વાલ ભષ્મ આપવી તેથી મટશે.

૨ પાંડુરોગ, કમળો, વાતપિત્ત અને હલીમક ઉપર ૩ વાલ સુવર્ણમાક્ષિક ભષ્મ, મદ અને પીંપર સાથે આપવી, ૩ આંખોમાં ધોળાં ફુલો પડે છે તે ઉપર સુવર્ણમાક્ષિક મદમાં, કિંવા દુધમાં ઘસી અંજન કરવું. જેથી ફુલ મટી જશે,

## સોનાની ( સં સુવર્ણ ) ભષ્મના ગુણ.

૧ થી ૨ રતિભાર આ ભષ્મ આપી શકાય છે.

૧ ક્ષય, અગ્નિમાંદ્ય, શ્વાસ, (દમ), કાસ (કફ) અને અરૂચી ઉપર ત્રિકટુ અને ઘી સાથે આપવી. તેથી મટે છે. તથા આયુ વધારે છે. ધાતુની વૃદ્ધિ કરે છે. પાંડુનો નાશ કરે છે, સર્પવિષ, બીજા

ઝેર, ઉતારે છે, સંગ્રહણી મટાડે છે. ૨ બળ માટે દુધમાં ખાવી. ૩ આંખના રોગો માટે સાટોડીના રસમાં, ૪ વ્યાધિ અને ઘરડપણુ માટે કેસરમાં, ૭ ક્ષયરોગમાં દુધ સાથે આપવી, ૮ ત્રિદોષ અને ઉન્માદમાં—સુંઠ, મરી અને લવંગ સાથે આપવી. જેથી મટે છે. સર્વ રોગને માટે સુવર્ણભષ્મ ગુણકારી છે.

## હરતાલની ભષ્મના ગુણ.

હરતાલ ભષ્મ ૧ ચોખા ભાર સુધી આપી શકાય છે, હરતાલ ભસ્મ દવે ફાર્મસીમાં તૈયાર મળશે, તો. ૧ ની કીં. રૂ. ૮—૦—૦

દુ:સાધ્ય વાતરકત ઉપર-૧ ચોખાભાર હરતાળભષ્મ આપવી, ચણા અને ઘીજ માત્ર ખાવું. ચૌદ દિવસમાં મટી જશે.

૨ એંસી પ્રકારના વાયુ, કફ. પિત્ત, કોઢ, પ્રમેહ, અને હરસ માટે ૭ વાલ ખડીસાકરમાં અર્ધી રતી હરતાલ ભષ્મ આપવાથી મટી જાય છે.

૩ વાતરકત, અઢાર પ્રકારના કોઢ-એક ચણોઠીભાર હરતાલભષ્મ ગળોના ઉકાળામાં રોજ આપવાથી મટી જાય છે,

૪ અપસ્માર ઉપર, જીરા સાથે, ૫ રકત વિકારમાં આંબાહળદરમાં ૬ જલોદર ઉપર સમુદ્રફળમાં, ૭ ભગંદર ઉપર દેવદારના રસમાં, ૮ જવર, ક્ષય, પાંડુરોગમાં—ખડીસાકર સાથે, ૯ વાયુ, શુળ, બાળંતરોગમાં-આદાના રસમાં આપવી, ઘી, ભાત અને ખીચડી તથા ગાયનું દુધ માત્ર ખાવું. ૧૦ સંનિપાત, અર્ધાંગ વાયુ અને વાયુના ગોળા ઉપર-ઉપરના અનુપાનમાં આપવી, ૧૧ નિર્બળ માણસને જાયફળમાં આપવી, ૧૨ ક્ષય ઉપર પાન સાથે આપવી. ૧૩ વિર્યવૃદ્ધિ ઉપર-પાકેલા પાન સાથે, ૧૪ ઊર્ધ્વશ્વાસ

---

ઉપર હરડે સાથે, ૧૫ દુર્ગંધી ઉપર ચંપાના પુલ સાથે, ૧૬ વાયુ ઉપર આદાના રસમા ૧૭ પ્રમેહ ઉપર તુલસીના રસમાં. ૧૮ જલોદર ઉપર–બકરીના મૂત્રમાં, ૧૯ શૈત્ય ઉપર–કેશર અને જાવંત્રીમાં, ૨૦ અગ્નિમાંદ્ય ઉપર–મદ અને પીંપરમાં, ૨૧ વિર્યસ્તંભનને માટે–લવંગ, તજ, કપુરની સાથે, અને ૨૨ અઢાર પ્રકારના કોઢ ઉપર નગોડના રસ સાથે, અને ૨૩ કામવૃદ્ધિ માટે ગાયના દુધમાં આપવાથી મટી જાય છે.

હરતાલ ભષ્મ એકલી ખાવાથી સ્ત્રીઓને અટકાવ બંધ થઇ જાય છે.

## સાબરસીંગાની ભષ્મના ગુણ.

મુગલાઇ બેદાણા તથા સાકર સાથે ખાવાથી ધાતુવિકારના રોગ મટે છે. ઘી સાથે ખાવાથી વાનશુળ મટે છે. તેમજ હૃદયનો રોગ મટેછે. આ ભસ્મ અમારે ત્યાં તૈયાર મળશે તો ૧ની કીં રૂ ૨

---

# શાસ્ત્રોક્ત ભષ્મો

## દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી—અમદાવાદ.

દવે ફાર્મસીમાં તમામ જાતની દેશી દવાઓ, શુદ્ધ શાસ્ત્રોક્ત પદ્ધતિથી બનાવેલી ઉત્તમ ભસ્મો તૈયાર મળે છે.

અમારી ભસ્મો એકદમ ગુણકારક, નિર્ભય અને કોઇપણ પ્રકારનું નુકશાન ન કરતાં માત્ર ફાયદોજ કરનારી છે.

**અભ્રક ભસ્મ**—( સહસ્ત્રપુટી ) ક્ષય મટાડે છે. તો ૧ ની કીં રૂ. ૫૦—૦—૦

**અભ્રક ભસ્મ**—( સોપુટી ) તો ૧ ની કીં રૂ. ૧૦—૦—૦

**પૂર્ણચંદ્રોદય**—અત્યંત પૌષ્ટિક, ૧ થા ૩ રતી અનુપાન સાથે મદમાં મેળવી લેવી. ધાતુની નબળાઇ મટાડી શક્તિ, બળ અને ધાતુ વધારે છે. તો ૧ ની કીં રૂ. ૬૦—૦—૦

**લોહ ભસ્મ**—લોહિ સુધારે, બગેળ પાંડુ, કમળો ક્ષીકાશ, મટાડવામાં ઉત્તમ તો. ૧ ની કીં. રૂ ૪—૦—૦

**જસત ભસ્મ**—રક્તશ્રાવ મટાડે છે તો ૧ કીં રૂ ૫-૦-૦

**તામ્ર ભસ્મ**—દમ મટાડે છે. તો ૧ કીં રૂ ૮—૦—૦

**નાગ ભસ્મ**—પેશાબનાં દરદો મટાડે છે. તો ૧ કીં ૩—૦—૦

**બંગ ભસ્મ**—પ્રમેહ, મધુપ્રમેહ મટે છે. તો ૧ કીં. ૩—૦—૦

**પ્રવાલ ભસ્મ**-નબળાઇ, પેશાબનાં દરદો મટેછે તો ૧ કીં ૨—૦—૦

**મન્ડુર ભસ્મ**—પાંડુ, ક્ષીકાશ મટે છે. તો ૧ રૂ ૨—૦—૦

**શાબરસીંગ ભસ્મ**—તો. ૧ રૂ. ૨—૦—૦

---

# પ્રકરણ ૫ મું.

## રસાદિ ઔષધો.

આ પ્રકરણમાં જે દવાઓ આવે છે તેમાં પારદ, ગંધક, વછનાગ, હરતાલ વિગેરે વિષવાળાં ઔષધો ઘણી દવાઓમાં આવે છે.

આ પારદ, ગંધક, વછનાગ વિગેરે ઔષધોને બરોબર શાસ્ત્રના પાઠ પ્રમાણે શુદ્ધ કરીને પછીજ વાપરવાં, જો તે ઔષધો બરોબર શુદ્ધ થયાં ન હોય તો દવા નડે છે, માટે ખાનગી માણસોએ કે જેમને વૈદકનું જ્ઞાન ન હોય તેમણે આ દવાઓ ઘેર બનાવી વાપરવાનો પ્રયત્ન ન કરવો.

આ પ્રકરણમાં આપેલાં તમામ રસો, અને માત્રાઓ દવે આયુર્વેદિક ફાર્મસીમાં પારદ, ગંધક, વછનાગ, હરતાલ વિગેરે બરોબર શાસ્ત્ર પદ્ધતિથી શુદ્ધ કરીને જાતિ દેખરેખ નીચે અને વિદ્વાન અનુભવી વૈદો પાસે દવાઓ બનાવાય છે જેથી અમારી ભસ્મો, રસો, માત્રાઓ બીલકુલ નડતી નથી, અને માના ધાવણની માફક નિર્ભયપણે વગર સંકોચે દવે ફાર્મસીના રસો દરેક મનુષ્ય વાપરી શકે છે.

વૈદો પણ જો દવે ફાર્મસીમાંથી આ ઔષધો જથાબંધ મંગાવશે તો તેમને તેમના દરદીઓમાં જશ મળશે અને ઘેર બનાવવા કરતાં દવાઓ સસ્તી મળી શકશે.

ડોકટરો આ પ્રકરણથી સમજી શકશે કે દેશી દવાઓમાં શું શું ચીજો આવે છે. અને આ પ્રકરણમાં બતાવેલા રસોની દવે ફાર્મસીએ તેમ ઘણા વૈદોએ અનુભવ કરી ખાત્રી કરેલી હોવાથી તે નિર્ભયપણે દરદીઓમાં વાપરી શકાય છે.

---

અમારી દવે ફાર્મસીની દવાઓ શાસ્ત્રના પાઠ પ્રમાણે દરેક ઔષધની બરોબર શુદ્ધિ કરી પછીજ બનાવાય છે તેથી તે વાપરવાથી ફુટી નીકળવાની કે નડવાની બીજી કશી ધાસ્તી રહેતી નથી તેમ ચળી પણ પાળવી પડતી નથી. માટે બને ત્યાં સુધી વૈદ્યોએ, ડોકટરોએ અને જેમને આ દવાઓની જરૂર હોય તેમણે દવે ફાર્મસીમાંથી દવાઓ મંગાવી વાપરવી.

**આ પ્રકરણની અંદર વાપરવાનાં ઔષધો શુધ્ધ કરેલાંજ લેવાં**

**અગ્નિતુંન્ડીવટી**–શુદ્ધ પારો, શુદ્ધવછનાગ, શુદ્ધ ગંધક, બોડી અજમોદ, હરડાં, બેઢાં, આમળાં, સાજીખાર, જવખાર, ચીત્રો, સીન્ધાલુણ, જીરૂ, સંચળ વાવડીંગ, મીઠું, સુંઠ,મરી અને પીપર એ અઢારે ઔષધો સરખેભાગેલઇ તેટલાં વજનના શુદ્ધ ઝેરકોચલાંનુ ચુર્ણ લઇ સર્વને એકઠાં કરી ચુરણ કરવું તે ચુર્ણ ખલમાં નાંખી કાગદી લીમ્બુના રસમાં ઘુંટીને મરીના જેવડી ગોળી વાળવી એ ગોળી અકેક દુધ સાથે ખાવાથી સર્વ પ્રકારના અજીર્ણરોગો મટી જાય છે. ધાતુની નબળાઇ, પેટનું શૂળ, ચસકા, મીડીયેઆમ, વાતવ્યાધિ, વીર્યશ્રાવ મટે છે.

આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળેછે તો ૧ની કીં ૦–૮–૦

**અગ્નિકુમાર રસ**–શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ટંકણ, કોડીભસ્મ, શંખભસ્મ, સાજીખાર, પીંપર તથા સુંઠ દરેકતો. ૧ શુદ્ધવછનાગ તો. ૩, મરી તો. ૮ એ સર્વનું ચુરણ કરી એક દિવસ લીંબુના રસમાં મર્દન કરી રતી રતીની ગોળીઓ વાળવી તે વાલ ૧ થી બે સુધી ગ્રમમાં ખાવાથી અજીર્ણ, કોલેરા, સંગ્રહણી અને આમ મટી જાય છે, ચોખાનું ધોવરાંમણ તથા કડાછાલમાં ખાવાથી જુનો અતિસાર (ઝાડો) તથા કૃમિના ઝાડા મટે છે, નાગરવેલનાં પાકાં પાન સાથે ખાવાથી શ્વાસ

પેટનું શૂળ તથા કફવાળી ખાંસી મટે છે. ઘી સાથે ખાવાથી વાયુનો ગોળો મટે છે. ૧ થી ૪ ગોળી આદાના રસ સાથે લેવાથી કોલેરા મટે છે. [ભા. પ્રકાશ.]

આ ગોળીઓ અમારી પાસે તૈયાર છે તો ૧ ની કીં ૦—૧૦—૦

અગ્નિરસ—શુદ્ધપારો તો.૧, શુદ્ધગંધક તો. ૨, તેમાં પીંપર તો. ૩, મોટીહરડે તો. ૪, બેઢાંની છાલ તો. ૫, અરડુસીનાં પાન તો. ૬ તથા જેઠીમદ એ સર્વને બારીક વાટી મિશ્ર કરવાં પછી તે સર્વને બાવળની છાલના ઉકાળાની ભાવના ૨૧ દિવસ સૂધી આપી તૈયાર કરવું તે ૧ રતીથી ૨ રતી ખાવી, જેથી ખાંસી ક્ષય શ્વાસ, કફ વિગેરે મટે છે. ( રસ-ર. સ૦ )

આ દવા અમારી પાસે તૈયાર છે તો ૧ ની કીં ૦—૮—૦

અગસ્તિ સુતરાજ—શુદ્ધપારો તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧ શુદ્ધ હીંગળો તો. ૧ શુદ્ધ ધંતુરાનાં બી તો. ૨ અને અફીણ તો. ૨ સર્વનું ચુર્ણ કરી ભાંગરાના રસમાં ઘુટી ચણોઠી જેવડી ગોળી કરવી માત્રા. ગોળી ૧ થી ૨, પાણી સાથે ખાવાથી ગ્રહણી. ત્રીકટુ તથા મદ સાથે ખાવાથી શૂળ, કફ, વાયુ, અગ્નિમાંધ, તથા શ્વેન, અને મરી તથા ઘી સાથે ખાવાથી અતિસાર (પાણી જેવા ઝાડા) મટે છે. (યો. ર.)
આ રસ દવેફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં રૂ. ૧)

અજીર્ણકંટક રસ—શોધેલ પારો, શોધેલ વછનાગ, અને શોધેલ આમલસારો ગંધક, ટંકણ સર્વ સરખે ભાગે લઇ, શંખ ભસ્મ ૨ તોલા, કોડી ભસ્મ ૨ તોલા, તેટલાજ વજને મરી તોલા ૮ લઇ, સર્વને મિશ્ર કરી તેમનું ચુર્ણ કરી ઉભી ભોંયરીંગણીના ડોડવાંના રસમાં ઘુંટી સુકવવું, એવી રીતે ભોંયરીંગણીના રસની ૨૧ ભાવના

દઇ તેની વાલવાલની ગોળીઓ વાળવી ૧ થી ૨ ગોળી આદાનારસમાં ખાવાથી સર્વ પ્રકારના અજીર્ણો અને વિષુચિકા, કોલેરા, શૂળ મંદાગ્નિ વાતરોગ મટે છે.

આ દવા અમારી પાસે તૈયાર છે તો ૧ ની કીં રૂ. ૦-૧૦-૦

**અંજનરસ**—નેપાળાની છાલ કાઢેલાં બી દશનિષ્ક, મરી, પીંપર અને શોધેલો પારો એકેક નિષ્ક લઇ સર્વનું ચુરણુ કરી તેને કાગદી લીંબુના રસમાં સાત ભાવના દેઈ સુકવવું તે અંજનરસ જેને સંનિપાત થયો હોય તેની આંખમાં આંજવાથી સંન્નિપાત મટેછે. ( શા. સં. ) આ દવા દવે ફાર્મસીમાંથી મળશે. તોલા ૧ ની કીં. રૂા. ૧

**અશ્વચોળી**—(અશ્વ કંચુકી ઘોડાચોળી) શુદ્ધપારો ૧ તોલો, ગંધક ૧ ભાગ વછનાગ ૧ તોલો, હરતાલ ૧ તોલો દરેક ૧ તોલો, ત્રિકુટ ત્રીફળા દરેક ૧તોલો. ટંકણ ૧ તોલો, નેપાળાનાંબી ૧ તોલો આ પ્રમાણે સર્વ શુદ્ધ કરેલી ચીજને લઇ ખાંડી અને ભાંગરાના રસમાં ૨૧ દિવસ સુધી ઘુંટવું તેની બબે રતીની ગોળી કરવી. તે ગોળી અજમા સાથે ખાવાથી ટાઢીઓ તાવ. પિત્તજ્વર, કુંવારાના રસ સાથે ખાવાથી રોજને તાવ, આંબળાના ચુર્ણ સાથે ખાવાથી દાહવાળો તાવ, આદાના રસ, મધ, અને પીંપર સાથે ખાવાથી વાતશૂળ, સરગવાનો રસ, મધ અને ઘી સાથે ખાવાથી સર્વશૂળ, તુળશીના રસ સાથે ખાવાથી સુવારોગ, જાયફળ કે ભેંસના મૂત્ર સાથે ખાવાથી સંગ્રહણી, કે પીનસ રોગ, મસ્તક રોગ, આદાશીશી અને હરસ, દહીં સાથે ખાવાથી ઝાડો, ચોખાના ધોવણ સાથે ખાવાથી ઝેર, ઘી સાથે ખાવાથી વાયુ, આંબળાના ચુર્ણ તથા સાકર સાથે ખાવાથી પિત્ત, ત્રિફળા તથા એરં-

ડીયા તેલમાં ખાવાથી ઉદરરોગ, દેવદાર તથા કઠના ચુર્ણ સાથે ખાવાથી, હાડકાનો વાયું, દહીંની તર સાથે ખાવાથી અજીર્ણ, સાટોડી સાથે ખાવાથી પાંડુ, કરંજની છાલના રસ કે ઉકાળા સાથે ખાવાથી કૃમી, ગળો અથવા ગોમુત્ર સાથે ખાવાથી કોઢ, તથા ચામડીનાં દરદો, સરસડાના રસ કે ઘીમાં ખાવાથી તેમજ લીંબુના રસમાં ઘસી જખમપર લેપ કરવો. સ્ત્રીના ધાવણમાં અંજન કરવાથી રતાંધળાપણું. આદાના રસમા ઘસી ચોપડવાથી વીંછીનો ડંખ, ગોમુત્રમાં લેપ કરવાથી ખરજવું, તલના પાનના રસમાં ઘસી અંજન કરવાથી નેત્ર રોગ મટે છે. ( વૈ·સા·સં )

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો ૧ ની કીં ૩૦—૮—૦

**અર્સકુઠાર રસ**—(હરસની દવા) (રસરત્ન સમુચ્ચય)

શુદ્ધ પારદ ૪ તોલા, ગંધક ૮ તોલા: તામ્રભસ્મ; ૧૨ તોલા, ત્રિકટુ; કળગારી; દંતીમુળ; પીલુડી, ચીત્રકમૂળ દરેક આઠ આઠતોલા જવખાર ૧૦ તોલા; ફુલાવેલ ટંકણ ૧૦ તોલા; સીંધવ ૨૦ તોલા, સર્વ ઔષધોનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ખલમાં ઘુંટી મિશ્ર કરવું પછી લોઢાના કઢાયામાં કે કલઇવાળા તપેલામાં નાંખી તેમાં ૨૮ તોલા ગૌમુત્ર અને ૧૨૮ તોલા દાંડલીયા થોરનુ દુધ નાંખી હલાવીને ચુલે ચડાવી તળે સાધારણ અગ્નિ આપવો પાણીનો ભાગ બળી જાય અને ગોળી વાળવા જેવું થાય એટલે માસા માસાની ગોળીઓ વાળવી. સવારસાંજ ૧ થી બે ગોળી છાશસાથે ખાવાથી અનેઉપર સુરણનુ શાક ખાવાથી બધી જાતના હરસ ગુદાના સોજા ને કબજીઅત મટે છે.

આ અર્શકુઠારરસ અમારી પાસે તૈયાર છે. તો. ૧ ની કીં રૂ. ૨)

દરેક દવાઓ—દવે ફાર્મસી અમદાવાદમાંથી મળશે.

**અમૃતકલા નિંબરસ**--વછનાગ ૨ ભાગ. કોડીની ભસ્મ ૫

---

ભાગ, મરી ૯ ભાગ સર્વને વાટી પાણીમાં ઘુંટી મગના જેવડી ગોળીઓ વાળવી.

૧ થી ૨ ગોળી આદાના રસ સાથે ખાવાથી પિત્ત જવર, કફ જવર, મંદાગ્નિ મટે છે. નિ-૨

આ દવા દવે ફ્રામસીમાં તૈયાર મળશે. તો ૧ ની કી રૂ. ૦ાા

**આરોગ્યવર્ધની રસ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, લોહભસ્મ અભ્રકભસ્મ, તામ્રભસ્મ, દરેક એકેક તોલો, ત્રિફળા ૧૦ તોલા, શિલાજીત ૧૫ તોલા. શુદ્ધ ગુગળ ૨૦ તોલા. ચિત્રામુળ ૨૦ તોલા. કડુ-ચુર્ણ ૭૦ તોલા. બધાંને બારીક વાટી ચુર્ણ કરી લુવડેચાળી લીંબડાના પાનના રસમાં બે દિવસ ઘુંટી બએઆની ભારની ગોળીઓ વાળવી.

આ ગોળીઓ ૨ થી ૪ ગોળી સવારસાંજ દુધ સાથે ખાવાથી બધી જાતના કુસ્ટરોગ ૪૦ દિવસમાં મટે છે. સોજા મટે છે. વાત, પિત્ત; કફ અને બીજા કારણથી આવેલા તાવ મટે છે. જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. ખાધુ પચે છે. મેદવાયુ મટે છે. વધેલી ચરબી ઓછી થાય છે. દસ્ત સાફ થાય છે હૃદયરોગ મટે છે. હાથ, પગને પેટના સોજા, આંતરડાના સોજા, જલોદર, ઉદરરોગ. કલેજામાં થએલો લોહીનો જમાવ, પાંન્ડુ, બરોળ કમળો મટે છે.

આ રસ અમારી પાસે તૈયાર છે. તો. ૧ ની કીં. રૂ. ૨)

**આનંદભૈરવ રસ**-(શા.સં)શોધેલ હીંગળો, શુદ્ધવછનાગ.શોધેલ ટંકણ, મરી લીન્ડીપીંપર સરવે સરખે ભાગે લઇ આદાના રસમાં ઘુંટી બબે રતીની ગોળીઓ વાળવી

આમાંથી ૧ થી ૨ ગોળીકડાછાલ તથા ઇન્દ્રજવનો ભૂકો ૧ રૂ. ભારની સાથે મધની અંદર ચાટવાથી ત્રિદોષનો અતિસાર મટે છે. ગાયનું દહી દુધ કે છાસ ગમે તે એક અને ભાત ખવરાવવાં. તરસમાં ટાઢુંપાણી પાવું

સર્વ પ્રકારના ઝાડા, નબળાઇ, મુઝારો, તાવ, શરદી, વાયુ, મટાડે છે, (શા સં-મ)

આ દવા દવે ફાર્મસીમાંથી મળશે. તો. ૧ ની કી. ૦-૧૦-૦

**આનંદભૈરવ રસ**—(૨) શુદ્ધ હીંગળો, વછનાગ, ગંધક, ટંકણ એ સર્વે ચીજો શુદ્ધ કરેલી તથા ત્રિકટુ મળી સાતે વસ્તુઓ સરખે ભાગે લઇ લીંબુના રસમાં ૧૨ કલાક સુધી ઘુંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી તે છાસ સાથે ખાવાથી અજીર્ણ, છાસ તથા શેકેલી હીંગ સાથે ખાવાથી કોલેરા, ચોખાનુ ધોવણ તથા કડાછાલ સાથે ખાવાથી જુનો અતિસાર તથા કૃમી, અને મધ સાથે ખાવાથી તાવ સાથેનો ઝાડા મટાડે છે તેમજ ખાંસી, શ્વાસ, ઝાડો, અજીર્ણ, સર્પદંશ અને વીંછીનો દંશ મટાડે છે. (ભૈ-રત્ના.)

આ દવા અમારી પાસે તઇયાર મળશે તો ૧ ની કીં ૦—૧૦

**ઇચ્છાભેદી રસ**—શોધેલ હીંગળો, શોધેલ ટંકણખાર, સુંઠ અને લીન્ડીપીંપર એ ચારે વસ્તુઓ અકેક તોલો, દારૂડીનાં મુળ ૪ તોલા અને શુદ્ધ કરેલ નેપાળાનાં બી ૪ રૂપિઆભાર સર્વને એકઠાં કરી ખલમાં ઘુંટી ભૂકો કરવો. તે ત્રણ રતી સુધી ગાયના દુધમાં આવાથી ઝાડો થાય છે. અને આધ્માનવાત, વિષ્ટંભ રોગ અને ઉદરરોગ મટે છે. કબજીયત, સોજા, મટે છે (શા-સં-મ)

ઇચ્છાભેદીરસ--દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો. ૧ ની કી. ૦-૧૦

ઉન્મત્ત રસ—શુદ્ધપારો અને શોધેલ ગંધક બંને સરખે ભાગે લઇ તેટલા વજનમાં શુંઠ, મરી અને લીન્ડીપીંપર એ ત્રણે લઇ ચુર્ણ કરી ઉપરની દવા સાથે ધંતુરાના ફુલના રસમાં એક દિવસ સુધી ઘુંટવું અને જે ભૂકો થાય તે ઉન્મત્તરસ જાણવો. તે સુંઘાડવાથી સંન્નિપાત મટે છે.

આ દવા અમારી પાસે તઇયાર મળશે તો ૧ ની કીં રૂ. ૨

ઉન્માદગજ કેસરી રસ—( યો-૨-ગુલ્માધિકાર ) શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ મનશીલ, તે સર્વની બરાબર ધંતુરાનાં બી એકત્ર ઘુંટી વજના ઉકાળામાં સાત દિવસ ઘુંટવું. પછી રાસ્નાના ક્વાથમાં સાત દિવસ ઘુંટી રતી રતીની ગોળીઓ વાળવી.

આ રસ એકેક માસા ઘી સાથે એક માસ ખાવાથી ઉન્માદ રોગ, અપસ્માર, ભૂતોન્માદ, ભૂત ધુણવું અને તાવ, મૃગીવાયુ, ગાંડ-પણુ, હિસ્ટીરીયા મટે છે.

આ રસ અમારી પાસે તૈયાર છે. તો ૧ ની કીં રૂ ૧-૮-૦

કર્પુર રસ—શુદ્ધ હિંગળો, અફીણ, મોથ. ઇન્દ્રજવ, જાયફળ અને કપુર સર્વ સરખે વજને લઇ પાણીમાં ઘુંટી બએ રતીની ગોળીઓ વાળવી.

૧ થી ૨ ગોળી પાણી સાથે લેવાથી તાવ સાથેનો ઝાડો. અતિસાર ૭ જાતની સંગ્રહણી અને રક્તાતિસાર મટે છે. ( ભૈ. ર.)

આ રસ અમારી પાસે ઉત્તમ પ્રકારનો તૈયાર છે. તો ૧ ની કીંમત રૂ. ૧—૦—૦

કનકસુંદર રસ—શોધેલ ગંધક, શોધેલ હીંગળો, મરી, પીં-પર, ટંકણ, શોધેલ વછનાગ. તથા શુદ્ધ ધંતુરાનાં બી સર્વને ચુર્ણ

કરી ભાંગરાના રસમાં ત્રણ કલાક સુધી ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી તેમાંથી એકકે બે ગોળી પાણી સાથે ખાવાથી, સંગ્રહણી, અગ્નિમાંદ્ય, તાવ અને અતિસાર મટે છે. દહીં, ભાત અને છાસ ખાવી. (ભૈ. રત્ના.)

આ રસ હવે ફાર્મસીમાં તૈયાર મળશે તો ૧ ની કી. રૂ. ૧

કૃમિકુઠાર રસ—કપુર તો. ૮. કડાછાલ, ઇન્દ્રજવ, ત્રાયમાણ અજમો, વાવડીંગ, શુદ્ધ હીંગળો, કેશર, વછનાગ, પીત્તપાપડો, દરેક તો. ૧ સર્વનું ચુર્ણ કરી બ્રાહ્મી-ઉંદરકાનીના રસની ભાવના દેવી. માત્રા વાલ ૧ અનુપાન મધ, ઉપયોગ સર્વ પ્રકારના કૃમિ કોલેરા, અપચો, આફરો, શૂળ. ઉદરસ, મુઝારો. ઉંટાટીઉ હીસ્ટીરીઆ મટે છે. ( નિ. ૨ )

આ રસ હવે ફાર્મસીમાંથી મળશે તો ૧ ની કી. ૦-૧૨-૦

કેસરાદિ-કેશર, રસકપુર, સુખડ, લવીંગ,સાકર જાવંત્રિ સરખે ભાગે લઇ મગ જેવડી ગોળીઓ વાળવી, માત્રા ગોળી ૧ થી ૨, અનુપાન સાકર અને ઘી સાથે વીટાળી ખાવી તેથી ઉપદંશ. વિસ્ફોટક, ચાંદી વ્રણ, ફીરંગ; રકતપિત્ત, ગલગંડ, અને કુષ્ટરોગ મટે છે. (આ આં.)

આ દવા હવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કી. રૂ. ૨-૦-૦

કુષ્ટકુઠાર રસ—પારાની ભષ્મ, શોધેલ ગંધક, લોહભસ્મ, તામ્રભષ્મ, ગુગળ, હરડાં, બેહાં, આંબળાં, બકાનની છાલ ચિત્રા અને શિલાજીત અગીઆર ઔષધ ચાર ચાર તોલા લઇ ચુર્ણ કરવું. પછી કરંજનાં બી તથા અભ્રક ભષ્મ દરેક સોળ સોળ તોલા લઈ ચુર્ણ

કરી ઉપરના ચુર્ણમાં મેળવી તેમાં મધ અને ઘી નાંખી મિશ્ર કરવું. તેને કુષ્ટકુઠાર રસ કહે છે. માત્રા ૨ માસા સર્વે પ્રકારના કૃષ્ઠોઅને ગળત કોઢ મટે છે. (શા.સં.)

આ રસ હવે ફાર્મસીમાં મળશે. તો. ૧ ની કી. રૂ. ૫.

**ક્રવ્યાદરસ**—શુદ્ધ પારો તો. ૪; શુદ્ધ ગંધક તો. ૮. તામ્રભષ્મ તો. ૨; લોહભષ્મ તો. ૨; તે સર્વેને મેળવી નિચે ધીમો અગ્નિ આપવો. ગંધકનો રસ થઇ સર્વ મળ્યાથી તે રસ પર્પટીની પેઠે ઠારવો. પછી તેનું ચુર્ણ કરીને લોઢાની કડાઇમાં નાંખી લીંબુના રસની તથા પચકોલ ( પીંપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ ) ની ભાવના દેવી; પછી તેમાં ટંકણખાર; બીડલવણ અને મરી એકેક તોલો નાંખીને છેવટે ચણાના ખારની સાત ભાવના દેઇને બબ્બે માસાની ગોળી કરવી અથવા ચુરણ રાખી શીશીમાં ભરવું. માત્રા ૨ માસા, અનુપાન છાસ તથા સીંધાલુંણ સાથે ખાવાથી અજીર્ણ–શૂળ–ગોળો, નળબંધ વાયુ, બરોળ અને ઉદરરોગ મટે છે. ટાઇફોઇડ તાવ ને કોલેરા મટે છે. ( યો-૨ )

આ રસ અમારી પાસે તૈયાર છે. તો. ૧ ની કીં. રૂ. ૨)

**કાસહરરસ**-રૂપાની ભષ્મ તો. ૧. શુદ્ધ હરતાલ એક તોલો, શુદ્ધ મનશીલ ચાર તોલા લઇ અરડુશી અને ગોખરૂના સ્વરસમાં ત્રણ કલાક ઘુંટી ગોળોવાળી સરાવસંપુટમાં મુકી વાલુકાયંત્રમાં ત્રણ કલાક પકવી બારીક કરવું. માત્રા બબ્બે રતી રોજ ત્રીકટું અને નગોડના મૂળના ચુરણ સાથે ખાવાથી ખાંસી મટે છે.

આ રસ અમારી પાસે તૈયાર છે. તો. ૧ ની કીં. રૂ. ૧૫)

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસી અમદાવાદમાંથી મળશે.**

ગદમુરારિ–શુદ્ધહીંગળો, શુદ્ધ વછનાગ. સુંઠ, મરી, પીંપર. ટંકણ મોથ, હરડે, શુદ્ધ નેપાળો સર્વે સરખે ભાગે લઇ પાણીમાં વાટી એકેક રતીની ગોળી વાળવી માત્ર ૧ રતીથી ૧ વાલ, અનુપાન પાણી નવીન જ્વર તથા તથા પિત્તજ્વર મટે છે, [ ર. રા. સુ ]

આ રસ અમારી પાસે તૈયાર છે. તો ૧ ની કીં રૂ. ૧)

ગંધક રસાયન–શુદ્ધ ગંધકને નિચેની દરેક વસ્તુની જુદી જુદી ભાવના દેવી, ગાયનું દુધ, તજનો ઉકાળો, એલચીનો ઉકાળો. તમાલપત્રનો ઉકાળો, નાગકેશરનો ઉકાળો, ગળોનો રસ, હરડેનો ઉકાળો, આંબલીનો ઉકાળો, સુંઠનો ઉકાળો, ભાંગરાનો રસ તથા આદુનો રસ; છેલી ભાવના દઇ ગંધક બહાર કાઢી તેને સુકવવો પછી તેટલા જ પ્રમાણમાં તેમાં સાકર મેળવી ભેગુ વાટી ચુરણ કરવું, માત્રા ર માસા અનુપાન લીંબડાના પંચાંગ તથા ઘી અથવા ત્રીફળાના કવાથમાં ખાવાથી ખરજ, દાદર મટે છે. દુધ અને ખડી સાકર સાથે ખાવાથી ધાતુવિકાર મટે છે, ત્રિફળાં તથા સાકરમાં ખાવાથી વાળો મટે છે દુધ સાથે ખાવાથી મદાગ્નિ, ખરજ, ખસ, પાંડુ, વિષદોષ, વાતરક્ત; અંડવૃદ્ધિ, પાંડુ; પ્રમેહ: જીર્ણજ્વર ધાતુક્ષય શુળ; કુષ્ટ; વાતવ્યાધ; સોમરોગ અને ક્ષય મટે છે. [વૈ-શા-સ]

આ ગંધકરસાયન તૈયાર હવે ફામસીમાં મળે છે. તો. ૧ ની કીં. રૂ. ૦ાા.

ગૃહણી ગજ કેશરી—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, લોહભસ્મ, શુદ્ધ હીંગળો, કુણાં બીલાં, શુદ્ધ વછનાગ, સુંઠ, મરી, પીંપર ભાંગ, મોથ, દાડમની છાલ, ઇંદ્રજવ, જાયફળ, મોચરસ, અતિવિષ, ધાવડીનાં ફુલ, કોઠ, અજમો, ચિત્રક, ટંકણ, કાંકચીયાનો મગજ,

સર્વની બરાબર અફીણ સર્વને બારીક ખાંડી ધંતુરાના પાનના રસમાં ઘુંટી મરીના દાણા જેવડી ગોળી કરવી, માત્રા ગોળી ૧. અનુપાન છાશ અથવા દહીંનું પાણી; આથી સંગ્રહણી; ઝાડો; શુળ; અતિસાર, અગ્નીમાંદ્ય અને પાંડુ મટે છે. ( વૈ. સા. )

આ રસ અમારી પાસે તૈયાર છે. તો ૧ ની કીં રૂ. ૩

**ગ્રહણીવ વજ્ર કપાટ રસ**—( ર. સા. સં ) પારદ, ગંધક, જવખાર, અરણી, વજ, અભ્રકભસ્મ. અને ટંકણખાર એ સર્વ ઔષધોને સમાન ભાગ લઈ અરણી, ભાંગરો અને જંબારી લીમ્બુના રસમાં ત્રણ દિવસ સુધી ઘુંટી ગોળો બનાવી તેને પાંદડાંમાં લપેટી સંપુટ કરી તેને સ્વેદન યંત્રમાં હાંલ્લીમાં મુકી ચાર ઘડી સુધી મંદ આગ્નથી પકાવી પછી ઠંડો થયે બહાર કાઢી તેને અરણીના રસની સાત; અને ભાંગરાના રસની સાત ભાવના આપવી. તેમાંથી બે માસા અથવા ૩ માસા મદની સાથે ખાવાથી સંગ્રહણી રોગ મટે છે.

આ દવા તૈયાર અમારી ફાર્મસીમાં મળે છે. ગુણ ઉપર પ્રમાણે તો ૧ ની કીં રૂ ૫

**ગૃહીણીકપાટરસ**—સુંઠ; મરી; પીંપર; ગંધક; ટંકણ; પારો; કોડીની ભષ્મ અને વછનાગ સરખે ભાગે લઈ લીંબડાના રસમાં ઘુંટી અડદના દાણા જેવડી ગોળીઓ વાળવી. માત્રા ૧ ગોળી; અનુપાન મરી; સાકર અને ઘી સાથે આપવાથી ગૃહણી રોગ મટે છે (વૈ. સા.)

આ રસ તૈયાર અમારે ત્યાં મળશે તો ૧ ની કીં રૂ. ૧

**ગલત્કુસ્ટારિરસ**—(ર. સા. સં.) શુદ્ધ પારદ, શુદ્ધ ગધક, તામ્રભસ્મ, લોહ ભસ્મ, શુદ્ધ ગુગળ, ચિત્રકમુળ, શીલાજીત, ઝેરકોચલાં, વજ દરેક ઔષધ એક એક ભાગ, અભ્રક ભસ્મ, કરંજનાં બી દરેક

---

ચાર ચાર ભાગ એ સર્વ ઔષધોને એકત્ર ઘુંટી થોડા ઘી અને મધમાં ઘુંટી ચાર ચાર રતીની ગોળીઓ બનાવવી.

આ દવાના સેવનથી કુસ્ટકીટાસ, વાતરક્ત, પત, જુનો જલંધર મટે છે. કુસ્ટ જેના કાન, આંગળી; અને નાક ગળી ગયાં હોય તેનો પણ કામદેવ જેવો થઇ સાજો થાય છે. (રસેંન્દ્ર સાર સંગ્રહ)

આ દવા અમારી પાસે તૈયાર છે. તો ૧ ની કીં રૂ ૧૦

**ગુલ્મકાલાનલ રસ**—( ર. સા. ં ) શુદ્ધ પારદ; લોહભસ્મ; તામ્રભસ્મ, શુદ્ધ હરતાલ; શુદ્ધ ગધક દરેક બબે તોલા, જવખાર ૧૦ તોલા; નાગરમોથ; કાળાં મરી; સુંઠ; પીંપર; ગજપીંપર હરડે, વજ અને ઉપલેટ દરેક એકેક તોલો લઇ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ખડસલીઓ પીતપાપડો; મોથ; સુંઠ; અંઘેડો; કાળીપાટ દરેકના રસથી સાત સાત ભાવના આપી ચુર્ણ કરી રતી રતીની ગોળીઓ વાળવી.

૧ થી ૪ ગોળી હરડેના ચુર્ણ સાથે ખાવાથી વાતજ; પિત્તજ; ત્રિદોષજ દ્વિદોષજ અને કફજ સર્વ પ્રકારના ગુલ્મ રોગો મટી જાય છે. પેટનો ગોળો; પેટનો વાયુ; શુળ: આફરો મટે છે.

આ રસ અમારી પાસે તૈયાર છે. તો ૧ ની કીં રૂ ૩

**ગર્ભપાળરસ**—સુંઠ તો. ૧, મરી તો. ૧, પીંપર તો. ૧, તમાલપત્ર તો. ૧, એલચીદાણા તો. ૧, ધાણા તો. ૧, શાહજીરૂ તો. ૧, ચવક તો.૧, દ્રાક્ષ તો. ૧, દેવદાર તો.૧, શીસાની ભષ્મ તો. ૧, બંગ ભષ્મ તો ૧, શુદ્ધ હીંગળો તો. ૦ા, લોહ ભષ્મ તો.૦ા, એ સર્વે ઔષધોને બારીક વાટી ધોળી ગરણીના રસમાં સાત દિવસ સુધી ઘુંટી સુકાવી શીસીમાં ભરી રાખવું. માત્રાથી ૨ રતી, અનુપાન

કાળી દ્રાક્ષનું પાણી; ગર્ભિણી સ્ત્રીને પહેલા માસથી નવ માસ સુધી અપાય છે. તેથી ગર્ભિણીના સર્વ રોગ દુર થઇ શક્તિ આવે છે. અને ગર્ભનું પોષણ થાય છે. (વૈ. સા. સં.)

ગર્ભપાળરસ નિચેના અનુપાનથી આપવો.

દ્રાક્ષ તો. ૫, સાકર તો. ૧૦, પાણી તો. ૪૦ માં કાઢો કરવો બાકી તો. ૨૦ રાખીને ગાળવું, પછી તે પાણીને ફરી ઉકાળી મધ જેવો પાક કરવો અને બાટલીમાં ભરી મુકવો તેમાંથી ૧ તો. પાક અને ૧ રતીભાર ગર્ભપાળરસ ખાવાથી ગર્ભીણીનો તાવ; દમ ખાંસી; સંગ્રહણી; અમ્લપીત; ધાતુ જવી; ધોળી ધાત જવી; અકાળે ગર્ભ પડવો આ સર્વ મટી ગર્ભ પુષ્ટ થાય છે. અને સુલભ પ્રસવ થાય છે.

આ રસ તૈયાર છે. તો ૧ ની કીં રૂ ૨ાા

**ચંદ્રોદય રસ**—સોનાના વરક તો. ૪; શુદ્ધપારો તો ૩૨ તથા શુદ્ધ ગંધક તો ૬૪ એ ત્રણેને ખલમાં કજલી કરીને રાતા કપાસ એટલે નરમાના ફુલના રસથી ઘુંટીને તેને કાચની શીશીમાં ભરવું, તે શીસીના ઉપર; ઉપરાઉપર સાતવાર કપડમાટી કરવી; અને ઈંટના બુચથી મોં બંધ કરવુ પછી તે શીશીને વાલુકાયંત્રમાં મુકી તે યંત્ર ચુલા ઉપર રાખી નીચે મૃદુ મધ્ય તથા તીક્ષ્ણ એમ ત્રણ દિવસ સુધી ચડતો ચડતો તાપ આપવો. પછી ઠંડુ પડેથી શીશી કાઢી ફોડી નાંખી તેના કંઠ ઉપર આવેલ સિંદુર સરખો ચંદ્રોદય લેવો. પછી ૧ તોલા ચંદ્રોદયમાં ૪ તોલા કપુર અને જાયફળ; પીંપર; લવીંગ; કસ્તુરી એ દરેક ૪ માસા મેળવીને અડદ જેવડી ગોળીઓ કરવી, અને તે ગોળી પાનના બીડા સાથે ખાવી. આ રસ ઉત્તમ

---

રસાયન તથા વાજીકર છે. તેથી અજીર્ણ મટે છે. ભૂખ લગાડી ખાધું પચાવે છે. બળ અને વિર્યની વૃદ્ધિ કરે છે, સ્ત્રી સંગની ઇચ્છા થાય છે. ચંદ્રોદય તો ૪, કપુર તો ૧૧, જાયફળ, સુંઠ, મરી, પીંપર, લવીંગ તથા કસ્તુરી એ દરેક ત્રણ માસા લઇ સર્વને પાનના રસમાં ઘુટી અડદ જેવડી ગોળીઓ વાળી એક ગોળી ઘણા પાનના મોટા બીડામાં વીંટીને ચાવી જવી, ગોળી ખાઇને કઢેલું દુધ પીવું; પરમ પુરૂષત્વ આપે છે. ( રસ. ૨. )

પૂર્ણ ચંદ્રોદય તૈયાર અમારે ત્યાં મળશે તો ૧ની કીં રૂ ૬૦.

**ચંદ્રકળા રસ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક; શુદ્ધ હીંગળો; તથા અભ્રકભષ્મ અને કડુ, ગળોસત્વ, ખડસલીયો પીતપાપડો, પીંપર સુખડનો ભુકો, પીલુડી; વાળો તથા કાળી દરાખ, એ સર્વે એકએક તોલો અથવા સમાન ભાગે લઇને બારીક કરવું પછી તેને નિચેની ચીજોની ભાવના દેવી. કણેર; મોથનો ઉકાળો; દાડમનો રસ; ધ્રોનો સ્વરસ; કેવડાના પોટાનો રસ; દુધ; શેરડીનો સ્વરસ; કુંવારનો રસ; ખડસલીયા પીતપાપડાનો સ્વરસ, અથવા ઉકાળો તથા શતાવરીનો સ્વરસ કે ઉકાળો એ પ્રમાણે ભાવના દઇ સુકવીને તૈયાર કરવો. માત્રા ૧ થી ૩ રતી. જીરૂ, સાકર, દુધ અથવા રોગની અવસ્થા પ્રમાણે, લેવાથી નવોતાવ, દાહ, વિષમજ્વર, પ્રદર, પ્રમેહ રક્તપિત્ત. વિગેરે દરદો મટે છે. ( યો.૨ )

આ રસ તૈયાર અમારે ત્યાં મળશે તો. ૧ ની કીં રૂ. ૨)

**જ્વરાંકુશ**—શુદ્ધપારો. શુદ્ધગંધક, શુદ્ધવચ્છનાગ એ ત્રણે સરખે ભાગે. અને શોધેલ ધંતુરાનાં બી ત્રણેની બરાબર લેવાં. સુંઠ, મરી,

પીંપરનું ચુર્ણ તે ચારથી બમણું એ સર્વને બારીક ખાંડી લીંબુ તથા આદુના રસમાં વારા ફરતી ઘુંટીને બબે રતીની ગોળી વાળવી. માત્રા ૧ થી ૨ ગોળી સર્વે જાતના તાવ મટાડે છે. (નિ.૨)

આ રસ તૈયાર અમારે ત્યાં મળશે તો. ૧ ની કીં રૂ. ૦ાા=

જવરારિરસ—શુદ્ધપારો, શુદ્ધ ખાપરીયું, શુદ્ધ મોરથુથ, શુદ્ધ ફટકડી, ટંકણખાર, અને શુદ્ધ આમલસારો ગંધક એ ૭ એ ઔષધ સરખે ભાગે લઇ કારેલાના પાંદડાંના રસમાં એક દિવસ ઘુંટી પછી ત્રાંબાના પહોળા મોઢાના કાટોદાનની અંદર ઉપરના ઔષધોનો જાડો લેપ કરવો પછી ઢાંકણું ઢાંકી હાંલાની અંદર કટોદાનને મુકી તેની ચારે કોર રેતી ભરી, પછી તે હાંલાને ચુલાપર મુકી તેની નીચે અગ્નિ કરવો, અગ્નિ કર્યા પછી તે માટલાના મોંઢા ઉપર શાળના-ચોખા પલાળીને મુકવા. અને શાળની ધાણી ફુટે કે તરત તળેનો અગ્નિ બંધ કરવો પછી કટેદાન ઠરી ગયા કેડે તેને હાંલામાંથી બહાર કાઢી અંદર ચોપડેલાં ઔષધ કાઢી લેવાં, ઔષધનું નામ જવરારીરસ. તેમાં મરીનું ચુર્ણ સરખે ભાગે નાંખી ઘુંટી શીશીમાં ભરી મુકવું. પછી તેમાંથી માષા ભાર ઔષધ નાગરવેલના પાનના ટુકડામાં ખાવાથી રોજનો, એકાંતરીઓ, ચોથીઓ, ટાઢીયો વગેરે જવરો મટી જાય છે. ( શા-સં. )

આ રસ દવે ફાર્મસી તૈયાર મળશે તો. ૧ ની કીં રૂ. ૨)

જવરઘ્ની ગુટીકા—(શા-સં) શુદ્ધ પારદ ૧ ભાગ, એળીઓ લીન્ડી પીંપર, હીમજ, અકલગરો, સરસીયા તેલમાં શોધેલો આમલસારો ગંધક, ઇન્દ્રવરણાનાં ફળ. એ ૭ ઔષધો ચાર ચાર ભાગ લઇ પારદ ગંધકની કજ્જલી કરી ઔષધોનું તેમાં ચુર્ણ મેળવી ઇન્દ્રવર-

ચુનાં ફળોના રસમાં ઘુંટી પછી તેની રતી રતીની ગોળીઓ કરવી.

ગળોના રસ સાથે ૧ થી ૨ ગોળી સવાર બપોર સાંજે લેવાથી સર્વ પ્રકારના જ્વર અને સદ્યોજ્વર મટી જાય છે.

આ ગોળીઓ અમારી પાસે તૈયાર છે. તો. ૧ કીં રૂ. ૧)

જલોદરારિ રસ—(ર સા-સં) પીંપર, કાળાંમરી, તામ્રભસ્મ અને હળદર એ સર્વ સરખે ભાગે લઇ થોરના દુધમાં ૧ દિવસ ઘુંટી પછી તેમાં તે સર્વ ઔષધોના બરાબર શુદ્ધ નેપાળો મેળવી રતી રતીની ગોળીઓ વાળવી.

૧ થી ૨ ગોળી દરરોજ સવારે ખાવાથી જ જલંધરરોગ મટે છે. ઝાડા પેશાબ વધુ થાય તો દહીં ભાત ખાવાં, જ્યારે આ દવા ખાવાથી વધુ દસ્ત થાય ત્યાર પછી સંધ્યાકાળે દહીં ને ભાત ખાવાં અથવા મગનું ઓસામણ ને ભાત ખાવાં. આથી જલદર મટેછે.

આ દવા અમારી પાસે તૈયાર છે તો. ૧ ની કીં રૂ. ૫)

જાતિફલાદિવટી—(ર-સા-સં) શુદ્ધપારદ, શુદ્ધ ગંધક, ચચાર તોલા લઇ કજ્જલી કરી તેમાં અભ્રક ભસ્મ તોલા ૪ ઉમેરવી, પછી તેમાં જાયફળ મોચરસ, નાગરમોથ, ટંકણખાર, અતિવિષ, જીરૂ, કાળાંમરી દરેક ચચાર તોલા લઇ તેનું ચુર્ણ ઉમેરીને ઘુંટવું,

પછી ઇન્દ્રજવ, ભાંગ, જાંબુ, અરણી, દાડમ, ભાંગરો, કાળી પાટ સર્વના રસની જુદી જુદી એકેક દિવસ ભાવના આપવી અને તેની ચણીબોર જેવડી ગોળીઓ કરવી.

૧ થી ૨ ગોળી પાણી સાથે કે છાસ સાથે દિવસમાં ૩ વખત લેવાથી સંગ્રહણી, વાતરોગ, દમ, પાંડુ, ઝાડા; અરૂચી, બંધકોશ; અમ્લપીત મટે છે. અસાધ્ય સંગ્રહણી મટે છે.

આ દવા અમારી પાસે તૈયાર મળશે. તો. ૧ ની કીં. રૂ ૧)

**ત્રિવિક્રમ રસ**—શુદ્ધ હીંગળો; અફીણ, ટંકણ, હીરાબોળ સરખે ભાગે લઇ એકત્ર ઘુંટીને શીશીમાં ભરી રાખવો માત્રા ૨ રતી મધ સાથે લેવાથી મરડાનું શૂળ તથા રક્તાતિસાર મટે છે. (વૈ-સા-સં)

આ રસ દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો. ૧ ની કીં રૂ. ૧]

**ત્રિવિક્રમ રસ**—તામ્રભષ્મ તથા બકરીનું દુધ બંને સરખે ભાગે લઇ તેને કઢઇમાં નાંખી દુધનો માવો થાય ત્યાં સુધી તળે અગ્નિ કરી હલાવવું, પછી માવાવાળી તે ભષ્મ. શુદ્ધપારો, શુદ્ધ ગંધક ત્રણે સરખે ભાગે લઇ નગોડના રસમાં એક દિવસ ઘુંટી તેનો ગોળો કરવો, તે ગોળાને વાલુકાયંત્રની અંદર મુકીને એક પહોર સુધી પકવી પછી તે ટાઢું થાય ત્યારે ગોળાને બહાર કાઢી ઘુંટવો તેનું નામ ત્રિવિક્રમ રસ જાણવું પછી બીજોરાના મુળને પાણીમાં ઘસી તેના ઘસારાની સાથે બે રતી ભાર આ રસ દરરોજ ખાવાથી એક માસની અંદર પથરીનો રોગ મટે છે (શા-સં)

આ રસ દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો. ૧ ની કીં રૂ. ૨)

**ત્રિનેત્રાખ્ય રસ**—ફુલાવેલ પાટીઓ ટંકણખાર. હરણનું શીગડું, સુવર્ણભષ્મ, તામ્રભષ્મ અને પારાનીભષ્મ સરખેભાગે લઇ આદાના રસમાં એક દિવસ ઘુંટી ગોળો વાળી તેને માટીના કોડીયામ મુકી કપડછાણ કરી ગજપુટ અગ્નિ આપવો. પછી બહાર કાઢી ટાઢો થયે અંદરના ગોળાને ખલની અંદર ઘુંટી ભૂકો કરવો તેને ત્રિનેત્રાખ્ય રસ કહે છે. માત્રા એક માષાભાર. અનુંપાન મધ અને ઘી તથા સિન્ધાલુણ, જીરૂં અને સેકેલી હીંગના ચુર્ણસાથે ખાવાથી પંકિત શુળ અને પરિણામ શુળ એક મહીનામાં મટે છે. [શા-સં]

**નારાયણ જ્વરાંકુશ રસ**—શુદ્ધ સોમલ, શુદ્ધ વછનાગ, શુદ્ધપારદ,

---

શુદ્ધ ગંધક, હરતાલ, સુંઠ, મરી, પીંપર, કોડી ભસ્મ. ભાંગ, ધંતુરાનાં શુદ્ધ બી, ટંકણખાર સર્વ સરખે ભાગે મેળવી આદાના રસમાં ૩ દિવસ ઘુંટી દાણા જેવડી ગોળીઓ વાળવી.

આ દવા ૧ થી ૨ ગોળી પાણી સાથે ખાવાથી શીતજ્વર સન્નિપાત જ્વર, કોલેરા, વિષમજ્વર, તરત મટે છે. દવા ખાઇ લુગડું ઓઢી સુવુ તેથી પરસેવો વળી તાવ ઉતરશે. ખાવામાં દહીં ભાત ખાવાં (યોગરત્નાકર)

સન્નિપાત જ્વર મટાડવામાં આ દવા ઉત્તમ છે આ દવા અમારી પાસે તૈયાર છે. તો. ૧ ની કીં રૂ, ૦-૧૦-૦

ત્રિભુવન કીર્ત્તિ રસ-[યોગરત્નાકર] તાવની દવા.

શુદ્ધ હીંગળો, વછનાગ, સુંઠ, મરી, પીંપર; ટંકણ; પીંપરી મુળના ગંઠોડા દરેક સરખે ભાગે લઇ તુળસીના રસની, આદાના રસની અને ધંતુરાના રસની ભાવના એકેક દિવસ આપી રતી રતીની ગોળીઓ કરવી.

૧ થી ૨ ગોળી દર ત્રણ કલાકે પાણી સાથે આપવાથી તાવ ઉતરી જાય છે સર્વ પ્રકારના તાવ શ્વાસ; ખાંસી, ન્યુમોનિઆ, રતવા, ગળાના ચોરીઆના સોજા અને ન ઉતરતા તાવ મટી જાય છે.

સુદર્શનચુર્ણ સાથે લેવાથી વધુ ફાયદો થાય છે.

આ રસ અમારી પાસે તૈયાર છે તો. ૧ ની કીં. રૂ. ૦-૧૦-૦

ત્રિપુર ભૈરવરસ—(તાવ મટાડે છે ) વછનાગ ૧ ભાગ; મરી ૪ ભાગ; પીંપર ૩ ભાગ; તામ્ર ભસ્મ ૫ ભાગ; અને હીંગળો ૬ ભાગ લઇ સર્વને એકત્ર ઘુંટી આદાના રસમાં ઘુંટી રતી રતીની

ગોળીઓ વાળવી. આ ગોળી પાણી સાથે દિવસમાં બે ત્રણ વખત લેવાથી આઠે પ્રકારના જવર મટે છે,

આ દવા અમારી પાસે તૈયાર મળશે. તોલા ૧ ની કી. રૂ. ૨

દિનેશ ભૈરવરસ—જાવંત્રી. તજ; લવીંગ; અક્કલગરો પીપર સુંઠ, શુદ્ધ હીંગળો અને શુદ્ધ વછનાગ સરખે ભાગે લઇ ચુર્ણ કરીને નાગરવેલના પાનના રસમાં ૧દિવસ તથા આદુના રસમાં ૧ દિવસ ઘુંટીને ૧ રતી પ્રમાણે ગોળી કરવી, માત્રા ૧ ગોળી અતિસાર મટે છે. ( વૈ સા. સં )

નિત્યાનંદરસ—હિંગળામાંથી કાઢેલો શુદ્ધ પારો, શુદ્ધ ગંધક. તામ્ર ભસ્મ, બંગ ભસ્મ, શુદ્ધ હરતાલ, મોરથુથુ, શંખ ભસ્મ, કાંસાની ભસ્મ, કોડીની ભસ્મ, સુઠ, મરી, પીપર હરડે બહેડાં, આંમળા, લોહ ભસ્મ, વાવડીંગ, પંચલવણ, ચવક, પીપરીમુળ, શેરડી, વજ, કચુરો, કાળીપાટ, દેવદાર, ઇલાયચી, વરધારો સર્વ ઔષધોને સમાન ભાગ લઇ હરડેના રસમાં ઘુંટી પાંચ પાંચ રતીની ગોળીઓ બનાવવી. રોજ એકેક ગોળી ખાઇ ઉપર ઠંડુ પાણી પીવાથી કફજન્ય વાતરોગ, લોહિગત, માંસગત, મેદોગત; અને ધાતુગત શ્લીપદ એટલે હાથીપગુ જેથી પગે સોજા ચઢી હાથી જેવા પગ થાય છે તે મટે છે ( રસેન્દ્ર સાર સંગ્રહ )

આ દવા અમારી પાસે તૈયાર છે. તોલા ૧ ની કીંમત રૂ. ૪

નારાચ રસ—શુદ્ધ પારો; ફુલાવેલો પાટીઓ ટંકણખાર ખાર મરી ત્રણે એક ભાગ, અને શોધેલા નેપાળનાં છાલ કાઢેલાં બી; ઉપરના સર્વ ઔષધોના સરખે ભાગે અર્થાત્ નવ ભાગ, લઇ ચુર્ણ કરી ખલમાં ઘુંટી બારીક ભુકો કરવો તેનું નામ નારાચ રસ. તે બે

રતી ભાર ખાવાથી જુલાબ થઈ આધ્માનવાત; શૂળ; ઉદાવર્ત અને વિષ્ટંભ મટે છે. (શા. સં)

દવે ફાર્મસીમાં આ રસ તૈયાર મળશે. તોલ ૧ ની કી.૦—૧૦—૦

**પંચવક્ત્ર રસ**—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક; શુદ્ધ વછનાગ, મરી; ટંકણ; તે સર્વને ધંતુરાના પાનના રસમાં ૧ દિવસ ઘુંટી ૨ રતી ભારની ગોળી કરવી. માત્રા ૧ની ગોળી અનુપાન આકડાના મૂળની છાલના ક્વાથ સાથે આપવાથી ભૂગ્નેત્ર સન્નિપાત મટે છે મગના ઓસામણની ચરી પાળવી. (વૈ-સા-સં)

આ દવા દવે ફાર્મસીમાં મળશે તો. ૧ ની કીં. રૂ. ૧—૦—૦

**પંચામૃત પર્પટીરસ**—શુદ્ધ ગંધક તોલા. ૮, શુદ્ધ પારો તો. ૪, લોહ ભસ્મ તો. ૨ અભ્રકભસ્મ તો. ૧, તામ્ર ભસ્મ તો. ૦॥, એ પાંચે વસ્તુને લોઢાના વાસણમાં ખલ કરી એક લોઢાની કઢાઇમાં નાંખી બોરડીના પાતળાં લાકડાનો અથવા છાણાનો ધીમો તાપ આપી પીગળાવીને કેળના પાન ઉપર તે રસ ઢાળી દેવો. પાંદડાની નિચે છાણ પાથરવું અને દબાણ મુકવું માત્રા રતી ૧॥ થી ૧ રતી, અનુપાન કૃમી રોગ ઉપર મદ તથા વાવડીંગના ચુર્ણમાં; પેટના દુખાવામાં શેકેલા કાંકચીઆ (કાચકાં) ના ચુર્ણ તથા ગોળ સાથે ક્ષય ઉપર મદ તથા સાકર અથવા ઘી અને સાકર સાથે, પાંડુરોગ ઉપર ત્રિફળાનું ચુર્ણ અને મદ સાથે. સંગ્રહણી ઉપર છાસમાં અથવા શેકેલા જીરૂ અને શેકેલી હીંગ સાથે; ઉદરસ ઉપર તેમજ દમ ઉપર કુંવારના ગર્ભને શેકી તેનો રસ કાઢી તે રસ અને મદ સાથે; વાતરોગ ઉપર ઘીમાં, નાના બચ્ચાંના અપસ્માર તથા આંચકી ઉપર ગાયના

દુધ કે માના ધાવણમાં ખારેકના ઠળીઆને ઘસી તેમાં ½ રતી વજનથી આપવી. (ગે. ૨.) સંગ્રહણી મટાડે છે.

પંચામૃત—પર્પટી અમારી પાસે તૈયાર છે. તો. ૧ ની કીં. રૂ. ૮

પ્રદરારિ લોહ—કડાછાલ તો ૪૦૦; પાણી તો. ૪૦૯૬ માં ઉકાળવું ચતુર્થાંશ પાણી બાકી રહે, ત્યારે પાણી ગાળી લઈ ફરીવાર ઉનું મૂકવું; તે ઘાડું થાય ત્યારે મોચરસ; મજીઠ, કાળીપાટ; બીલાં; મોથ; અતિવિષ, અભ્રકભષ્મ દરેક તોલા ૭ નું ચુર્ણ કરી તેમાં મેળવવું માત્રા તો ૦। થી ૦॥, શ્વેતપ્રદર; રકતપ્રદર; ગર્ભાશયમાંથી વહેતું પાણી, કટીશૂળ, મસ્તકશૂળ વગેરેમાં ફાયદો થાય છે. (ભૈ. ૨)

આ દવા દવે ફાર્મસીમાં મળશે તો. ૧ ની કીં. ૨—૦

પ્રદરારિ રસ—શુદ્ધ પારો; શુદ્ધ ગંધક, શીસાની ભષ્મ; દરેક એકેક ભાગ; રસવંતી ભાગ ૩; લોદર ભા. ૬; એકત્ર કરી અરડુસીના રસમાં એક દિવસ ઘુંટવું માત્રા વાલ ૨ અનુપાન મધ સાથે લેવાથી અસાધ્ય પ્રદર રકતાતિસાર મટે છે. (નિ. ૨ )

આ દવા દવે ફાર્મસીમાં મળશે. તો. ૧ ની કીં. રૂ. ૨

ભષ્મેશ્વર—અડાયા છાણાંની રાખ તોલા. ૪, મરી માસા ૯ વછનાગ માસા ૩ ને મેળવી ઘુંટી શીશી ભરી રાખવી. માત્રા ૪ રતી ભાર અનુપાન આદાનો રસ. સન્નિપાત જ્વર મટે છે. (વૈ·સા·સં)

મન્થાનુભૈરવરસ—પારાની ભષ્મ; તામ્રભષ્મ; સેકેલી હીંગ પુશ્કળ મુળ, શાહતર; સિન્ધાલુણ; શુદ્ધ ગંધક. શુદ્ધ હરતાલ; અને કડુ એ આઠે ઔષધોનું સરખે ભાગે લઈ ભસ્મ સિવાયનાં બાકીનાં ઔષધોનો ઝીણો ભૂકો કરી તે ભૂકાને ભસ્મની સાથે મિશ્ર કરી તે સર્વને સાટોડીના રસની કુકડવેલાના રસની નગોડના રસની; તાંદ·

જાના રસની; કડવા તુરીયાના રસની અનક્રમે ભાવના આપવી પછી બારીક ભૂકો કરવો. આ રસ ૧ માષા ભાર મદ સાથે ચાટી ઉપર કડવા લીંબડાની અંતરછાલનો ઉકાળો પીવાથી કફ રોગ મટે છે. [શા.સ]

મેહબદ્ધરસ—પારાની ભસ્મ, લોહ ભસ્મ. શીલાજીત સુવર્ણ માક્ષીક ભસ્મ, શોધેલ મનશીલ, સુઠ; મરી; લીડીપીંપર, હરડાં; બેઢાં; આંબળાં; અંકોલનાં બી; અને ફળ; કોઠું, અને હળદર એ પંદરે ઔષધો સરખે ભાગે લઇ ભષ્મો સિવાયનાં ઔષધોનું ચુર્ણ કરીને પછી તે ચુર્ણને જુદી રાખેલ ભષ્મની અંદર ભેળવી ખલમાં નાંખી ઘુંટી ભાંગરાના રસની ૨૭ ભાવના દેવી. જેથી મહેબદ્ધ રસ તૈયાર થાય છે માત્રા ૧ માસો મદ સાથે ચાટવાથી સર્વ પ્રકારના પ્રમેહ મટે છે. બકાનનાં છ બીજ લઇ તેને વાટી ચટણી કરી ચાર રૂપીઆ ભાર ચોખાના ધાવણનાં અને બે માસા ઘીની સાથે ભેળવી તેમાંથી એક માસો ખાવાથી ઘણા દિવસનો પ્રમેહ મટે છે (શા સં)

આ રસ અમારી પાસે તૈયાર છે. તોલા ૧ ની કીં રૂ. ૩

મહાવન્હીરસ—પારો ચાર ભાગ, ગંધક આઠ ભાગ; હળદળ હરઢાં, બેઢાં, આંબળાં અને હીમજ દરેક બબે ભાગ; નસોતર; શુદ્ધ નેપાળો અને ચિત્રો એ ત્રણે ત્રણ ભાગ; સુંઠ મરી અને જીરૂ એ દરેક આઠ આઠ ભાગ સર્વને લઇ ચુર્ણ કરી પછી તેને અરણીનો રસ; થોરનુ દુધ ભાંગરાનો રસ ચિત્રાના રસ અને એરંડીયું તેલ એ દરેક રસની સાત સાત ભાવના આપી પછી તેને ગોળો કરી સુકવવાથી મહાવન્હી રસ થાય છે. માત્રા એક નિષ્ક; અનુપાન ઉના પાણી સાથે ખાવાથી રેચ લાગે છે. રેચ થયા પછી સિન્ધાલુણ સાથે છાસ ભાત ખાઇ ઉનું પાણી પીવાથી સર્વે ઉદરરોગ અને મહવાત મટી જાય છે. (શા. સં)

**મદનકામદેવ રસ**—રૂપાની ભષ્મ એક ભાગ; હીરાની ભષ્મ બે ભાગ; સુવર્ણ ભષ્મ ત્રણ ભાગ; તામ્ર ભષ્મ ચાર ભાગ; પારાની ભષ્મ પાંચ ભાગ; શુદ્ધ ગંધક ૭ ભાગ; લોહ ભષ્મ સાત ભાગ સર્વ મિશ્ર કરી કુંવારના રસમાં ઘુંટી પછીતેને કાચની અગન શીશીમાં ભરી બુચ દઇ પછી તે આખા શીસાને કપડછાણ કરી એક હાલ્લામાં અર્ધું સિંધાલુણ મુકી તે પર શીસો મુકી હાલ્લાના મોં સુધી સિન્ધાલુણ ભરી તે પર કોડીયું મુકી મોઢું કપડમાટીથી બંધ કરવું પછી ચુલાપર મુકી એક દિવસ ધીમો અગ્નિ આપવો પછી નીચે ઉતારી ટાઢુ થયેથી અંદરથી શીશો કાઢી તેમાંનાં ઔષધો કાઢી તેને આકડાના દુધની ભાવના આપવી. પછી આસન કાકોલી કૌચાં; એખરો, શતાવરી; કમલકન્દ; કચુરો અને કાસંદો આ નવે ઔષધોના રસ કાઢીને તે દરેકની ત્રણ ત્રણ ભાવના આપવી; પછી કસ્તુરી સુંઠ, મરી; લીન્ડીપીંપર, કપુર, ચણકબાબ, એલચી, લવાંગ એ આઠે સરખે ભાગે લઇ ચુર્ણ કરી તેમાંથી ઉપરના રસાયનમાં મેળવી તે બધા જેટલી સાકર તેમાં મેળવવી તેનું નામ મદનકામદેવ રસ છે. માત્રા ૧ શાણુ, અનુપાન ગાયનું દુધ તો ૨ ભાર; ઉપર મિષ્ટાન્ન ખાવાથી રૂપ વધે છે. યુવાન સ્ત્રીઓ સાથે વિલાસ કરતાં ધાતુનો ક્ષય થતો નથી. (શા. સં)

**મદનકામેશ્વરરસ**, શુદ્ધ પારો; શુદ્ધ ગંધક, અફીણ ત્રણે સરખે ભાગે લઇ નાગરવેલના પાનમાં ઘુંટી વાલ વાલની ગોળીઓ કરવી; માત્રા ૧ ગોળી; અનુપાન સાકર સાથે, સાંજે લેવી; ઉપર કાંઇ ખાવું નહિ, ફકત ભેસનું દુધ પીવું. પુરૂષત્વ, સ્ત્રી સેવનની ઇચ્છા તથા આનંદ ઉત્પન્ન કરે છે. (વૈ. સા. સં)

---

**મહાતાલેશ્વરરસ**—શુદ્ધ હરતાલ, સુવર્ણ માક્ષિકભષ્મ; શુદ્ધ મનશિલ, શુદ્ધ પારો, સિન્ધાલુણ અને ફુલાવેલ ટંકણ આ સરખે વજને લેવા. પછી પારાથી બમણો શોધેલો ગંધક તથા ગંધક જેટલી તામ્રભષ્મ લઇ સર્વને કાગદી લીમ્બુના રસમાં પાંચ દિવસ ઘુંટી તેનો ગોળો વાળી માટીના કોડીયામાં મુકી કપડછાણુ કરી તેને ભૂધરયંત્રમાં મુકી અડાયા છાણાનો પૂટ આપવો એવી રીતે છ ગજપુટ આપવાથી ઉપરના સર્વ ઔષધોની ભષ્મ થાય છે; તે ભષ્મ છ પલ; તામ્ર ભષ્મ બે પલ, અને લોહ ભષ્મ ચાર પલ લઇ મિશ્ર કરી લીમ્બુના રસમાં એક દિવસ ઘુંટી તેનો ગોળો વાળી કોડીયામાં મુકી કપડછાણુ કરી હલકો પુટ આપવો પછી કાઢી તેથી ત્રીસમો ભાગ શુદ્ધ વછનાગ લઇ તે ગોળા સાથે મિશ્ર કરવો તેનુ નામ મહાતાલેશ્વર રસ. માત્રા અર્ધ નિષ્ક. અનુપાન ભેંસનું ઘી અને મદ તેમાં બાવચીનું ચુર્ણ એક રૂપીયાભાર મેળવીને સાથે ચાટવાથી સર્વે પ્રકારના કુષ્ટો મટે છે. ( શા. સ. )

**માલિનીવસંત**—ખાખરીયું તો. ૨; કાળાં મરી તો. ૧ તે બંનેને વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં થોડું માખણ મેળવી એક દિવસ ઘુંટવું પછી લીમ્બુના રસમાં કેટલાક દિવસ ઘુંટી (માખણની ચિકાસ જાય ત્યાં સુધી ) રાખવું, માત્રા ૧ થી ૪ વાલ, અનુપાન સામાન્ય અનુપાન મદ તથા પીંપર સાથે ખાવું, જીર્ણજ્વર બરોળ અને અગ્નિમાંધ. મંદાગ્નિ, ઉદરમ દમ, અને કફ હોય તો મદ તથા ઝીણી લીંડીપીંપરમાં, ઉષ્ણતામાં જીરૂ તથા ગોળમાં શરદી તથા ઠંડી પ્રકૃતિમાં મદ તથા માંખણ તો. ૦ા માં, ગાયના તાજા દૂધ તો. ૧૦, તેમાં સાકર તો. ૧ ગાયનું ઘી તો. ૦ા નાં-

ખીને તે દુધ સાથે પીવાથી ધાતુ ક્ષય, તથા સ્વપ્નાવસ્થામાં ધાતુ જતી હોય તો તે મટે છે. એટલે ધુપણીમાં ચોખાના ધોવણમાં આપવી. ગર્ભિણી તથા બાળકોને ઉપલાં દરદો હોય તો તેમને ઉપરના પ્રમાણમાં પણ અરધા વજનથી આપવી. ગરમીના રોગવાળાને ૦॥ રતી સુકા આંબળાના ચુર્ણ માસા ૨ અને સાકર સાથે આપવી. (ચો. ૨)

લઘુ માલીની વસંત—અમારી પાસે તૈયાર છે. તો ૧ ની કી રૂ. ૩

**મહાજ્વરાંકુશ**—શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ, શુદ્ધ ગંધક ત્રણે એકેક શાણ, ધંતુરાનાં શુદ્ધ બી ત્રણ શાણ, દારૂડીનાં મુળ બધાં ઔષધોથી બમણાં લેવાં, પછી પારા ગંધકની કજ્જલી કરવી તેમાં બાકીના ઔષધોનું સુક્ષ્મ ચુર્ણ ભેળવવું તેને ઘુંટી સુકવી રાખવું તે મહાજ્વરાંકુશ કહેવાય છે. માત્રા બે રતીભાર, અનુપાન લીમ્બુનો રસ અગર આદાના રસ સાથે આપવાથી ત્રિદોષજ્વર, એકાંતરીઓ તાવ, તાવ, ત્રાજા દીવસનો, ચોથીઓ અને ટાઢીઓ તાવ વિગેરે તમામ પ્રકારના તાવ મટી જાય છે; આ રસ તાવને માટે અકસિર છે. [શા-સં)

આ દવા અમારી પાસે તૈયાર છે, તો, ૧ ની કીં રૂ. ૦-૧૦-૦

**મૃત્યુંજયરસ**—વછનાગ, મરી, પીંપર, ગંધક, ટંકણ એકેક ભાગ, હીંગળો બબે ભાગ એકત્ર કરી પાણીમાં કે લીંબુના રસમાં ઘુંટી મગ જેવડી ગોળીઓ કરવી. આ ગોળી ૧ થી ૨ મદ સાથે ખાવાથી સર્વ પ્રકારના તાવ મટે છે. દહીંની તોર સાથે ખાવાથી વાતજ્વર મટે છે, આદાના રસ સાથે ખાવાથી સન્નિપાત જ્વર મટે છે, કાળી જીરીને ગોળ સાથે ખાવાથી વિષમજ્વર મટે છે.

આ દવાથી ૧ પ્રહરમાં ઘોર નવીન જ્વર, ત્રણ રાત્રીમાં મધ્યમ જ્વર અને અજીર્ણ જ્વર, અને અઠવાડીયામાં સન્નિપાત જ્વર મટે છે. ( રસેન્દ્રસાર સંગ્રહ )

આ દવાથી સળેખમ, ગળાનો સોજો, નજલો, ચોરીઆનો સોજો, રતવા, વેદનાવાળા સોજા મટે છે.

આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે. તો ૧ કીં ૦–૧૦–૦

**મહામૃત્યુંજય રસ**—શુદ્ધ પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રક ભષ્મ, મનશીલ, મોરથુથુ, તામ્રભસ્મ, સિંધાલુણ, કોડીની ભસ્મ, આવચીનાં બી, બીડલવણ, શંખભસ્મ, ચિત્રકમૂળ, હિંગ; કડાછાલ, જવખાર, કડુ, સાજીખાર, કાયફળ, રસવંતી, અરણી, અને ટંકણખાર એ સર્વ ઔષધો સરખે ભાગે લઇ ગળોના રસ અને આદાના રસમાં એકેક દિવસ ભાવના દઇ એકેક રતીની ગોળીઓ બનાવવી. ૧ થી ૨ ગોળી મધ સાથે ખાવાથી લીવરના વ્યાધિ, ગોળો ચડવો, ઉદરરોગ, અગ્રમાંદ, અરોળ, મંદાગ્નિ, અરૂચી, મટે છે. તાવ મટે છે. (રસેન્દ્ર સાર સંગ્રહ.)

આ ટીકડીયો અમારી પાસે તૈયાર મળશે. તો ૧ કીં ૦–૧૦–૦

**મહામૃત્યુંજયલોહ**—શુદ્ધ પારદ, સુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, દરેક એકેક ભાગ, લોહભસ્મ બે ભાગ, તામ્રભસ્મ ૪ ભાગ લેઇ ઘુંટવું પછી તેમાં સીંધવ, બીડલવણ, કોડીભસ્મ, શંખભસ્મ, ચિત્રકમુળ, મનશીલ, હરતાલ, હીંગ, કડુ, રગતરોહીડો, નસોતર, આંબલીની છાલ, ઇન્દ્રવર્ણાનું મુળ, નાગરમોથ, ઉપલેટ, અઘેડો, હળદર, દારૂહળદર, કાંગ, ઇન્દ્રજવ, હરડે, અજમોદ, ખોડી અજમોદ, મોરથુથુ શરપંખો અને રસવંતી સર્વે પાવલી પાવલીભાર લઇ

તેનું ચુર્ણ કરી ઉપરના ચુર્ણમાં ઉમેરી આદાના રસમાં ઘુંટવું. તેમ ભાંગના રસમાં અને જેઠીમદના રસમાં એકેક દિવસ ઘુંટવું મદ ૮ ભારમાં ઘુંટી ચણીબોર જેવડી ગોળીઓ બનાવવી સવારમાં એકેક ગોળી ખાવી તેથી બરોળ, સખત તાવ, ઉદરસ, વિષમજ્વર, આમ· વાયુ, કલેજાનું શુળ, શ્વાસ, અર્શ, માથાનો રોગ, ગોળો, સોજો, પેટના રોગો, આનાહ; ગાંઠ, કલેજાના વ્યાધિ, કમળો, પાંડુરોગ, ઉદરરોગ મટે છે. ( ભૈષજ્યરત્નાવલી )

આ દવા અમારી પાસે તૈયાર મળશે તો ૧ ની કીં રૂ ૩॥

**માહારાજવટી**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, અને અભ્રકભસ્મ દરેક એક એક તોલો, વરધારો, બંગભસ્મ, લોહભસ્મ, દરેક અર્ધો અર્ધો ભાર, સુવર્ણમાક્ષીક ભસ્મ, કપુર, તામ્રભસ્મ દરેક પાવલી ભાવલીભાર, ભાંગ, શતાવરી, ધોળી રાળ, લવીંગ, એખરો, વિદારી- કન્દ, મુશળ, કૌચાં, જાયફળ, જાવંત્રી, ખરેટી, અને ગંગેટી દરેક બબે માસ લઇ સર્વના ચુર્ણને એકત્ર કરી કાળી મુશળીના રસમાં ઘુંટી ચાર ચાર રતીની ગોળીઓ બનાવવી.

આ ગોળી બબે મદ સાથે ખાવાથી વિષમજ્વર, સર્વ પ્રકારના તાવ, ધાતુગતજ્વર, વાતપિત્ત અને કફનો સંન્નિપાતજ્વર; અનેક પ્રકારના તાવ; ખાંસી, દમ; અને ક્ષય મટે છે. બળની વૃદ્ધિ થાય છે; શરીર પુષ્ટ થાય છે; સન્નિપાત; કમળો; પાંડુરોગ; પ્રમેહ અને રકતપીત્ત મટે છે. ધાતુક્ષીણતા થતી નથી ( રસેન્દ્ર સાર સંગ્રહ )

આ દવા અમારી પાસે તૈયાર મળશે તો ૧ ની કીં રૂ ૨

**માણિકય રસ**—( ર. સા. સં ) શુદ્ધ વરખી હરતાલ ૪ ભાર, શુદ્ધ ગંધક ૪ ભાર; મનશીલ ૨ ભાર; શુદ્ધ પારદ; શીશાની ભસ્મ;

તાંબાની ભસ્મ, અભ્રકભસ્મ અને લોહભસ્મ દરેક અર્ધો અર્ધો ભાર લઇ સર્વને એકત્ર વડના દુધમાં ઘુંટી પછી લીંબડાના ક્વાથમાં ૩ દિવસ ઘુંટી પછી તેમાં ગળો; સુગંધીવાળો; કાંટાવાળો તાડ; કોચાં; કાંટાશેરીયો; સરગવાનાં બી; કપુરકાચલી; જીરૂ; નગોડ, અને કનેર તે દરેક ઓષધોનું ચુર્ણ ચચાર માસા લઇ એ સર્વ દવાને એકત્ર ઘુંટી પછી એક ઘડામાં ભરવી; ઉપર બીજો ઘડો ઢાંકવો અને બંનેની સાંધ કપડછિદ્રથી બંધ કરી દેવી; પછી તેને તડકે સુકવી રાત્રે તે દવાને પકવવી; જ્યા સુધી તળેના ઘડાનું તળીયું સારી રીતે લાલ ન થાય ત્યાં સુધી પકવવું. પછી પકી જાય એટલે શીતળ થયે દવા કાઢી લઇ તેનું ચુર્ણ કરી તેમાંથી ૨ રતી દવા ઘી અને મદ સાથે લોઢાના ખલમાં લોઢાના બત્તાથી ઘુંટીને રોજ ખાવાથી કુસ્ટ રોગ મટે છે. આ દવા ખાઇ ઉપર ઠંડુ પાણી કે ઠંડુ દુધ પીવું. આ દવાના સેવનથી વાતરકત; શીતપીત્ત; દમ; હીક્ક; સર્વ પ્રકારના તાવ; વાતરોગ; પાંડુરોગ; કન્ડુરોગ અને કમળો મટે છે; મદ અથવા ઘી સાથે પણ ખવાય છે.

આ દવા દવે ફાર્મસીમાંથી તૈયાર મળશે. તો ૧ ની કીં રૂ ૫

મેહમુદગર રસ—( રસેન્દ્ર સાર સંગ્રહ ) રસવતી; બીડલવણ દેવદાર; બીલીછાલ; ગોખરૂ; દાડમની છાલ; કરીયાતુ; પીંપરીમુળ; હરડે; બહેડાં; આંબળાં; સુંઠ; મરી; પીંપર; નસોતર દરેક એકેક તોલો તે સર્વની બરાબર લોહભસ્મ; ગુગળ ૪ તોલા સર્વને ઘીમાં ઘુંટી માસા માસાની ગોળીઓ વાળવી.

૧ થી ૨ ગોળી બકરીના દુધ કે પાણી સાથે સવાર સાંજ લેવાથી ૨૦ પ્રકારના પ્રમેહ; મુત્રકચ્છ; હલીમક; પથરી; કમળો;

પાંડુ; મુત્રાઘાત; અરૂચી; હરસ; વ્રણ; કુસ્ટ; વાતરક્ત અને ભગંદર મટે છે. ધાતુગતજ્વર અરૂચી; મંદાગ્નિ મટે છે.

આ રસ અમારે ત્યાં તૈયાર મળશે. તો ૧ ની કીં રૂ ૧ા

રત્નગીરી રસ—(ભૈ-રત્ના) [તાવ માટે ઉત્તમ] શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, તામ્રભસ્મ અભ્રક ભસ્મ, સોનાના વરખ સર્વ સરખે ભાગે લેવું. તેથી અડધી લોહભસ્મ, તેથી અડધી વૈક્રાન્ત ભસ્મ સર્વને એકત્ર ઘુંટવું. પછી તેને ભાંગરાના રસમાં ઘુંટવું. પછી તેને ઉનું કરી પર્પટી રસની માફક રસ કરીને કેળના પાનમાં પર્પટીની માફક ઢારવું પછી તેને સરગવો, અરડુશી, નગોડ, વજ, ચિત્રક, ભાંગરો, ગોરખમુંડી, ભોંયરીંગણી, ગળો, જાઇ, અગથીઓ, બ્રાહ્મી, કડુ, કુંવાર, એ દરેકના રસની ત્રણ ત્રણ ભાવના આપવી. પછી તેને કોડીયામાં સંપુટ કરી વાલુકાયંત્રથી પકવી દવા તૈયાર કરવી.

આ દવામાંથી ૧ માસો ધાણા પીંપર સાથે આપવાથી બે ઘડીમાં તાવ મટી જાય છે.

આ દવાથી તાવ પરસેવો વળીને ઉતરી જાય છે પણ અશક્તિ આવતી નથી. ૧ થી ૩ રતી; તાવ ઓછો થાય ત્યાંસુધી દર ત્રણ ત્રણ કલાકે મરી અને ધાણાના પાણી સાથે આપવું.

આ દવા દવે ફાર્મસીમાંથી તૈયાર મળશે ૧ તોલાની કીં રૂ ૧૦

રસેન્દ્રવટી—લોહભસ્મ, અભ્રકભસ્મ, એકક તોલો. શુદ્ધપારો, શુદ્ધગંધક, અરધો અરધો તોલો, પ્રવાલ ભસ્મ, ખાપરીયુ પાવા તોલો સર્વને ભોરીંગણીના રસની, બ્રાહ્મીના રસની તથા અરડુશીના પાનના ઉકાળાની પ્રથક પ્રથક ત્રણ ત્રણ ભાવના દેવી માત્રા રતી ૨ ૨ રતી

સ્વર-ભંગને મટાડે છે. બુદ્ધિને વધારે છે. ખાંસી, શ્વાસ, પ્રમેહ અને બહુ મૂત્રતાને મટાડે છે. (ભૈ. ૨)

**રસપર્પટી**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, બંનેની કજ્જલી કરી તે કજ્જલીને એક લોઢાના તવેથામાં કે કડછીમાં નાંખી નીચે ધીમો તાપ આપી પીગળાવીને પંચામૃત પર્પટીની પેઠે કેળનાપાન ઉપર ઠારવી. અનુપાન મધ. માત્રા ૧થી ૧૦ રતી (યો. ૨) ઉપયોગ સંગ્રહણી; હરસ; અતિસાર; શળ, કમળો, પાંડુ; બરોલ; ગુલ્મ; જલોદર; ભસ્મકરોગ. આમવાત, ૧૮ પ્રકારના કોઢ, સર્વ જાતના સોજા; અમ્લપિત, સંન્નિપાત, મંદાગ્નિ વગેરે રોગ મટાડી વલીપલિત એટલે ઘડપણને હઠાવે છે. બરોબર સેવન કરવાથી અનેક રોગ મટે છે, (યો, રત્ના)

આ દવા અમારી પાસે તૈયાર મળશે. તો, ૧ ની કી. રૂ. ૫

**રસ સીંદુર**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, દરેક પાંચપલ, નવસાર તો. ૧ ફટકડી તો, ૧ એ સર્વેને ત્રણ દિવસ સુધી ઘુંટી સાતવાર કપડ માટી કરેલી અગનશીશીમાં ભરી દેવો અને વાલુકાયંત્રમાં શીશી મુકીને મંદ, મધ્ય અને તેજ અગ્નિથી ત્રણ દિવસ સુધી તાપ આપવાથી રસસિંદુર તૈયાર થાય છે. માત્રા ૧ રતીથી ૩ રતિ.

આ દવા અમારી પાસે તૈયાર છે તોલા ૧ ની કીં. રૂ. ૧૫

**અનુપાન** ત્રિકટુ તથા ત્રિફલા સાથે ખાવાથી પાંડુરોગ મંદાગ્નિ અને કમળો મટે છે, શ્વાસ તથા કાસમાં તથા શૂળમા ત્રિકટુ, ભારંગમુળ અને મધ સાથે ખાવાથી મટે છે, હળદર તથા સાકર સાથે ખાવાથી રક્તવિકાર મટે છે. કરીયાતુ; હરડે અને સુખડના ચુર્ણમાં ખાવાથી જવર મટે છે, મધ પીંપર સાથે ખાવાથી

વાયુ મટે છે. ત્રિકટુ તથા ચિત્રકમૂળ સાથે ખાવાથી કફ મટે છે. કપુર એલચી તથા સાકર સાથે ખાવાથી પિત્તરોગ મટે છે; શીલાજીત એલચીદાણા અને સાકર સાથે ખાવાથી મૂત્રકચ્છ મટે છે; ખાખરાના બીતપાપડા અને જુનાગોળ સાથે ખાવાથી કૃમિરોગ મટે છે; લવીંગ જાવંત્રી; કેસર; અક્કલગરો પીંપર અને ભાંગ તથા અફીણ સાથે ખાવાથી ધાતુવૃદ્ધિ થાય છે, ત્રિફળા અને ગુગળ સાથે ખાવાથી પરૂવાળુ વ્રણ મટે છે; ત્રિફળા તથા શેમળાના ફુલની ડાંડીઓ સાથે ખાવાથી પુષ્ટિ થાય છે.

રોગહર રસ—ધંતુરાનાં શોધેલ બી આઠ શાણ શોધેલ પારો; તથા શોધેલ ગંધક બારશાણ; તામ્રભસ્મ બે શાણ, અભ્રકભસ્મ ચારશાણ; સુવર્ણમાક્ષિકભષ્મ તથા બંગભષ્મ બે શાણ; શુદ્ધ સુરમો ત્રણ શાણ; લોહભષ્મ આઠશાણ, શોધેલો વછનાગ ત્રણ શાણ; અને દુધીયા વછનાગના મુળ એક પલ લઇ ભસ્મ સિવાયના ઔષધોનો બારીક ભુકો કરી તેમાં ઉપરની સર્વે ભષ્મો મેળવી; લીમ્બુના રસમાં એ સર્વેને એક દિવસ ઘુંટી ગોળીવાળી તે ગોળીને એક કોડીયામાં મુકી તે પર માટીનું કોડીયું ઉંધું વાળી તેને કપડછાણ કરી તેને અડાયાં છાણાંનો હલકો પુટ આપવો. પછી બહાર કાઢી તેને ઘુંટીને ઝીણો ભુકો કરવો. તેને રોગહરરસ કહે છે. માત્રા એક માષો. અનુપાન આદાના કે લસણના રસ સાથે ખાવાથી દારુણ સાન્નપાત; શ્વેતકુષ્ટ. તમામ કુષ્ટો; વિસર્પ, ભગંદર, જ્વર, કૃત્રીમ, વિષ, અને અજીર્ણ રોગ મટે છે. (શા-સં)

રામબાણ રસ—શુદ્ધપારો; શુદ્ધવછનાગ, લવીંગ અને શુદ્ધ ગંધક એકેક ભાગ; મરી ભાગ ૨, જાયફળ ાા ભાગ, સર્વનું ચુરણ કરી

આંબલીના રસની ભાવના દેવી. ઉપયોગ સંગ્રહણી, આમવાત, મંદાગ્નિ, કફ, દમ, ખાંસી, ઉલ્ટી કૃમિ વિગેરે રોગ મટે છે. (ની-ર)

આ રસ તૈયાર છે. તો. ૧ ની કીં રૂ. ૨)

**રાજમૃગાંકરસ**-પારાની ભષ્મ ત્રણ ભાગ, સોનાની ભષ્મ અને અભ્રક ભસ્મ એક ભાગ, શોધેલ મનશીલ, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાળ ત્રણે બબે ભાગ લઇ મિશ્ર કરી ચુરણ કરવું; તેભુકો માટીના કોડીઆમાં ભરીને પાટીઆ ટંકણખારને બકરીના દુધમાં વ ટીને તે વડે તેનાં મોઢાં છાંદી તે કોડીઓને માટલામાં મુકી તે પર કોડીયું ઢાંકી તેને કપડમાટીથી છાંદી, પછી તે માટલાને અડાયાં છાણાંનો ગજપુટ અગ્નિ આપવો; પછી ટાઢુ થયેથી અંદરનાં ઓષધો કાઢી ખલમાં નાંખીને ભૂકો કરવો તેને રાજમૃગાંક રસ કહે છે. માત્રા ચાર રતી ભાર અનુંપાન દશ લીંડીપીંપર અને ઓગણત્રીસ મરીના દાણા ચુર્ણની સાથે મેળવીને મધની અંદર ચાટવાથી ક્ષય રોગ મટી જાય છે. ( શા-સ. )

આ રસ તૈયાર છે. તો. ૧ ની કીં રૂ. ૧૦]

**લોહરસ**-શુદ્ધ પારો એક ભાગ, શુદ્ધ ગંધક બે ભાગ લઇ બંનેને ખલમાં ઘુંટી કજ્જલી કરી તેમાં પોલાદનો ભુકો ત્રણ ભાગ નાંખી એક પહોર સુધી ઘુંટી મિશ્ર કરી તેને કુંવારાના રસમાં ત્રણ દિવસ સુધી ચાલુ ઘુંટયા કરવુ. એટલે તેમાંથી ઉનો મોટો ધુમ ડો નીકળે કે તેનો ગોળો વાળી તે ગોળાને ત્રાંબાના કટોદાનમાં મુકી ઢાંકણું બંધ કરી તે કટોદાનને શાળના ચોખાના ઢગલાની મધ્યમાં ત્રણ દીવસ સુધી ડાટી મુકવું. ચોથે દીવસે તેને બહાર કાઢી અંદરના ગોળાને ખલમાં મુકીને તડકામાં રાખવો. પછી તેને જંગલી તુળ-

સીના રસની ત્રણ ભાવના આપવી; ભાવનાને અંતે તડકામાં મુકવું. પછી તેને સુંઠ, મરી અને પીંપર એ ત્રણેના ઔષધોના જુદી જુદી દરેકની એકેક ભાવના આપી તથા અરડુસી, ગળો અને ચિત્રો ત્રણેના રસ કાઢીને તે દરેક રસની ત્રણ ત્રણ ભાવના આપી પછી તેને લોઢાની કઢાઇમાં મુકીને; પાછી તેને હરડાં; બેઢાં અને આંબળાં; નગડ; દાડમની છાલ; કમળનું દીંટ; ભાંગરો; પીળો કાંટાશેરીઓ એખરો; કેળનો કંદ, બીયો ગળી, ગોરખમુંડી અને બાવળના પરડા એ બારેના જુદા જુદા રસની એમ ત્રણ ત્રણ ભાવના આપવી તે તૈયાર થયેલા રસનું નામ લોહરસ જાણવું. માત્રા એક કોલ ભાર, અનુપાન મધ અને ઘી સાથે ખાઇ તે ઉપર હરડે; બેઢાં; આંબળાં એ ત્રણે સરખે ભાગે લઇ તેનો કાઢો કરી એક પળ ભાર પી જવો. એ પ્રમાણે ત્રણ મહીના ખાવાથી અંગપરની કરચલી મટી જઇ ધોળાવાળ પણ કાળા થાય છે. લીંડીપીંપરના ભૂકા સાથે ખાવાથી મંદાગ્નિ; શ્વાસ; કાસ; પાંડુ અને કફવાત મટે છે. ગળોના સત્વ સાથે મિશ્ર કરી મધ સાથે ચાટવાથી વાતરકત, મુત્રદોષ; ગ્રહણી રોગ; અંડવૃદ્ધિ, અને પાણી વકાર મટે છે. બળ; અન્ન; તેજ અને વિર્ય અને આયુષને વધારે છે. આ રસ ખાનારે ભૂરૂં કોળું; તલનું તેલ; અડદ; રાઇ; મધ અને ખાટો રસ બાટલાં વાનાં ખાવાં નહિ. (શા-સં)

લક્ષ્મીનારાયણ રસ—[સિ-ર] શુદ્ધ ગંધક; ટંકણ; વછનાગ શુદ્ધ હીંગળો; કડુ; અતિવિષકળી; ઇન્દ્રજવ; સીંધવ અને અભ્રકભસ્મ સર્વે સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરી દાંતીમુળના રસમાં એક દીવસ ઘુંટવું તે પછી રતી રતીની ગોળીઓ વાળવી.

૧ થી ૪ ગોળી આદાના રસ સાથે દર ત્રણ ત્રણ કલાકે ખાવાથી આંચકી; આદાશીશી; કોલેરા; ઝાડા; તાવ; સોજા; ચરકાવાળાં દરદો મટે છે. નાનાં બાળકોને ૦ાા ગોળી ધાવણમાં કે દુધમાં ઘસી આપવાથી આંચકી મટે છે.

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં રૂ ૨ાા

**લક્ષ્મીવિલાસ રસ**–[ભૈ.ર] શુદ્ધ અભ્રકભસ્મ, શુદ્ધપારદ; શુદ્ધગંધક; બંગભસ્મ; કપુર; જાવત્રી; જાયફળ; વરધારો; ધંતુરાનાં બી; શુદ્ધ ભાંગ તો. ૧, ભોંયકોળાનાં મુળ તો ૧, શતાવરી તો. ૧, ગંગેટી તો. ૧; ખપાટ તો. ૧; ગોખરૂ તો. ૧; સમુદ્રશોશનાં બી; તો. ૧. સર્વેને એકંદર ચુર્ણ કરી નાગરવેલના પાંનના રસમાં વાટીને વાલ વાલની ગોળીઓ કરવી.

આ ગોળીઓ ૧ થી ૨ સવારસાંજ મદ સાથે ખાવાથી આરે પ્રકારના ઘોર સંનિપાત મટાડે છે. ધાતુક્ષીણતા: ક્ષય; રકતપિત્ત; અશક્તિ, કોઢ; પ્રમેહ; નાડીવ્રણ; ખરાબ ચાંદાં; ભગંદર; શ્લીપદ હાથીપગુ; કફ, ગળાનો સોજો; વધરાવળ; અતિસાર; આમવાત; જીભ ઝલાઇ જવું; ઉધરસ; મુખનું ફરી જવું; હરસ; જડાઇ; શુળ; સ્ત્રીરોગ મટે છે.

આ દવા ખાઇ ઉપર દુધ પીવાથી ધાતુની અત્યંત વૃદ્ધિ થાય છે. વાળ ધોળા થતા નથી. જુવાની ટકી રહે છે. અને શરીરે પુષ્ટ થાય છે.

આ રસ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કી રૂ. ૧૦)

**લઘુવાહીચુર્ણ**–શુદ્ધ પારો, શુદ્ધ ગધક; ત્રિકટુ; અજમો; જીરૂં; શાહજીરૂ; સીધાલુણ; સંચળ, બીડલવણ હીંગ સરખ ભાગે લઇ ચુર્ણ કરી તેની બરાબર કડાછાલનું ચુર્ણ મેળવવું. ગંધક પારાની પ્રથમ

કજ્જલી કરવી અને બાકીની બધી વસ્તુઓનું ચુર્ણ ખાંડીને તેમાં મેળવવું આ દવા ૧ વાલ પાણી સાથે લેવી જેથી સર્વ અતિસાર મટે છે. [નિ.ર.]

લઘુ લોકનાથ રસ--કોડીની ભષ્મ, મંડુર બંને સરખે ભાગે લઇ ખલની અંદર ઘુંટી તેને ઘીમાં પકવી તેમાં તેટલું જ મરીનું ચુર્ણ નાંખી; મિશ્ર કરી તેને નાગરવેલના પાનના રસની ભાવના દેવી. માત્રા એક માષાભાર; અનુપાન મદ અને માખણની અંદર ખાવાથી ક્ષયરોગ મટે છે. એક મંડલ પર્યંત ખાવાથી રાજયયક્ષ્મા રોગ મટે છે (શા. સં)

આ રસ તૈયાર છે. તો. ૧ ની કી. રૂ. ૨

લઘુમૃગાંકરસ-શુદ્ધ પારો ભાગ ૧; સોનાના વરખ ભાગ ૧; મોતી ભાગ ૨; ગંધક ભાગ ૧; ટંકણ ભાગ ૦। સર્વેને એક દિવસ કાંજીમાં અથવા છાશમાં કે લીંબુના રસમાં ખલ કરી કોડીઆમાં ભરી કપડ મટી કરી મીઠાથી ભરેલા વાસણમાં દાટી મુકી નીચે તાપ આપવો, પકવ થયા પછી કોડીઓ ઠંડુ થયેથી કાઢી લેવું. માત્રા વાલ ૧; અનુપાન મદ અને પીંપર અથવા ઘી (વૈ સાં) ક્ષય મટે છે.

આ રસ તૈયાર છે તો. ૧ની કી. રૂ. ૧૦

લઘુ સુચીકાભરણ-શુદ્ધ વચ્છનાગ એક પલ; શુધ્ધ પારો એક શાણ, બંનેને મિશ્ર કરી ખલ કરવાં પછી માટીના બે પ્યાલામાં બગડીખાર ચોપડીને બંનેને સુકવવાં સુકાથી એક પ્યાલામાં તે ચુરણ ભરી તે પર બીજો પ્યાલો ઉંધો પાડી કપડછાણ કરી તેને ચુલાપર મુકી ધીમી આંચથી બે પહોર સુધી અગ્નિ આપવો. પછી હેઠે ઉતારી કપડછન્દ કાઢી હળવેથી ઉપરના પ્યાલાને વળગેલો

પારો કાઢી તેને પવન ન લાગે તેવી રીતે શીશીમાં ભરીને મજબૂત બુચ દેવો; પછી જે મનુષ્યને સન્નિપાતથી મૂર્છા આવી હોય તે મનુષ્યના તાળવેથી વાળ કઢાવી પછી શીશીમાં સોઇ ઘોચી સોઇના અણીને જેટલું ઔષધ ચોટે તે વાળ કાઢેલી જગ્યા પર મુકી આંગળીવડે ચોળવાથી લોહીની સાથે જેવું ઔષધ ભળે કે તરત મુર્છા વળીને મનુષ્ય સાધ્ય થાય છે; મનુષ્યને સર્પ ચ્હડવાથી મુર્છા; આવી ને મરણાવસ્થા પ્રાપ્ત થઇ હોય તો પણ ઊપર પ્રમાણે કરવાથી ઝેર ઉતરી જઇ મુર્છાવળી ને મનુષ્ય જીવે છે આથી શરીરે દાહ થાય તો દ્રાક્ષાદિ મીઠા પદાર્થો ખાવાથી દાહની શાન્તિ થાય છે (શા. સં.)

લઘુક્રવ્યાદ રસ–શુદ્ધ ગંધક તો. ૨; શુદ્ધ પારો તો. ૧; લોહ ભષ્મ તો. ૦।; સંચળ તો. ૧; ટંકણ તો ૧; મરી તો. ૧; પીંપરી મુળ તો. ૨; ચિત્રકમુળ તો. ૨; સુંઠ તો. ૨, લવીંગ તો. ૨ સર્વેને ખાંડી લીંબુના રસની સાત ભાવના દેવી. ૭ દિવસ ઘુંટવું. માત્રા વાલ ૧ થી ૪; અનુપાન પાણી અને છાશ અથવા સિંધાલુણ; શેકેલું જીરૂ અને હીંગ; કોલેરા; અજીર્ણ; અતિસાર; મંદાગ્નિ; અરૂચી; પેટનો વાયુ અને ઉદરોગ મટે છે. (શા. સં)

આ રસ તૈયાર છે તોલા ૧ ની કી. ૦–૧૦–૦

વજ્રકપાટ રસ—પારાની ભષ્મ; અભ્રક ભષ્મ; શુદ્ધગંધક; જવખાર; ટંકણ; અરણીનું મુળ. ઘોડાવજ; એ સાતે સરખે ભાગે લઇ ખલમાં ઘુંટીને અરણીના રશની કાગદી લીંબુના રસની; અને ભાંગરાના રશની એ ત્રણેની જૂદી જુદી એકેક દિવસ ભાવના આપી ગોળાવાળી સુકવી તેને લોઢાની કઢાઇમાં મુકી તે પર ઉંધું કોડીઉ

---

ઢાંકી પછી કઢાઇના તળીઆ અને કોડીઆની વચ્ચે લુગડું લપેટી કપડમાટી કરી સુકાયેથી ચુલાપર મુકી ધીમી આંચે અર્ધો પહોર સુધી અગ્નિ આપવો પછી અંદરથી ગોળો બહાર કાઢી તેટલું જ અતિ વિષનુ ચુર્ણ તથા તેટલું જ મોચરસનું ચુર્ણ લઇ અંનેને ઉપલા ગોળા સાથે મિશ્ર કરી કોઠાના રસની સાત્ત ભાવના, ભાંગરાનાસ્સની શાત ભાવના અને ધાવડીના ફુલ. ઇન્દ્રજવ નાગરમોથ. લોદર, બીલી; અને ગળો છએનારસ અગર કાઢાની એકેક ભાવના આપવી. પછી સુકવી તઇયાર કરેલા રસને વજ્રકપાટ રસ કહે છે. તેની માત્રા રતી ભાર. અનુપાન-મદ સાથે ચાટીને પછી તે પર ચિત્રો સુંઠ, બીડલ, વણુ, અને સીંધાલુંણ એ પાંચે સરખે ભાગે લઇ ચુર્ણ કરીને ઉના પાણી સાથે ફાકવાથી સંગ્રહણી રોગ મટે છે. (શા.સં)

વસંત કુસુમાકર રસ—(ભૈરત્ના) સોનાની ભસ્મ ૨ ભાગ, કપુર ૨ ભાગ, બંગ ભસ્મ ૩ ભાગ, લોહકાન્ત ભસ્મ ૩ ભાગ, અભ્રક ભસ્મ ૪ ભાગ, મોતી ૪ ભાગ, પ્રવાલ ભસ્મ ૪ ભાગ સર્વને એકત્ર ઘુંટી ગાયના દુધની, શેરડીના રસની, અરડુસીના રસની, લાખના રસની, વાળાના રસની, કેળાંની, ગુલાબની, માલતીના ફુલના રસની ભાવના દેવી. પછી કસ્તુરીની ભાવના આપવી. છેવટે રતી રતીની ગોળીઓ વાળવી.

૧ થી ૪ ગોળી દુધ સાથે દિવસમાં ૩ વખત લેવાથી, બહુ મુત્રતા, પેશાબના રોગો. પ્રમેહ, મધુ પ્રમેહ, નબળાઇ, દમ, ક્ષય, ઉદરસ, ઉન્માદ અને લોહી બગાડનારો રોગ મટે છે. વલી પલીત મટે, બુદ્ધિને ધાતુની વધારે પુષ્ટિ આપે છે.

સાકરને સુખટ સાથે લેવાથી અમ્લપીત્ત મટે છે.

આ રસ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં રૂ. ૨૫

**વડવાનલ રસ**—(ર.સા સં) શુદ્ધપારદ ૧ ભાર, શુદ્ધ ગંધક ૧ ભાર, પીંપર ૧ ભાર, પંચલવણુ દરેક એકેક ભાર, મરી ૧ ભાર, જવખાર ૧ ભાર, સાજીખાર ૧ ભાર, ટંકણુ ૧ ભાર સર્વ ઔષધોને એકત્ર ઘુટી નગોડના રસમાં એક દિવસ ભાવના દઇ ગોળીઓ વાળવી.

૧ થી ૨ ગોળી પાણી સાથે ખાવાથી મંદાગ્નિ મટે, ગુલ્મ અને પરિણામ શૂળ મટે છે. સગ્રહણી મટે છે.

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં ાા

**વાતારિ રસ**--શુદ્ધ અફીણ, શુદ્ધ ઝેરકચોલાં અને મરી સરખે ભાગે લઇ તેનુ ચુર્ણ કરીને પાણીમાં ઘુંટી ૨ રતીની ગોળીઓ કરવી. માત્રા ૧ ગોળી અનુપાન પાણી સાથે ગળી જઇ ઉપર નાગરવેલનુ બીડુ ખાવું; ઉપયોગ—કુબ્જત્વ, ગૃધ્રસી વાયુ, આમવાયુ, શૂળ, કફમિશ્રત વાયુ, અવબાહુકવાયુ, સોજા, કંપવાયુ; હીસ્ટીરીઆ, કમરનો વાયુ, કોલેરા, અરૂચ, અપસ્માર તથા સંગ્રહણી મટે છે. (વૈ-સા.સં.)

આ રસ દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. તો. ૧ કીં રૂ. ાા

**વાતારિ રસ**—જસત ભસ્મ વાલ ૫, રૂપાની ભસ્મ રતી ૧ તથા ગળોમત્વ વાલ ૧૦ ત્રણે મેળવીને ગોળીઓ ાા વાલની કરવી માત્રા ગોળી ૧. અપસ્માર, વાતવ્યાધિ હીસ્ટીરીયા મટેછે. (આ. ઔ.)

**વિદ્યાધરરસ**—શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાલ; સુવર્ણમાક્ષીક ભષ્મ, તામ્ર ભસ્મ; શુદ્ધ મનશીલ, શુદ્ધ પારો એ છએ ઔષધો સરખે ભાગે લઇ ચુર્ણ કરી લીંડીપીંપરના કાઢામાં તથા થોરના દુધમાં એકેક

દિવસ ઘુંટીને સુકવવું તેનું નામ વિદ્યાધરરસ. માત્રા ૨ માષા, મધની અંદર ચાટીને તેના ઉપર ગૌમુત્ર પીવે તો ગુલ્મ તથા પ્લીહા (બરોળ) રોગ મટી જાય છે. (૨-૨-સ)

આ રસ હવે ફાર્મસીમાં તૈયાર છે, તો, ૧ ની કીં રૂ. ૩,

વાતગજાંકુશ રસ—શુદ્ધ પારો ભાગ ૮, શુદ્ધ ઝેરકચોલાં ભાગ ૮, ગધક ભાગ ૮, ત્રિકટુ ભાગ ૧૨, સર્વ ખાંડીને એકત્ર મેળવવાં, માત્રા ૧ રતી સર્વ પ્રકારની વાત વ્યાધિ મટે છે, (વૈ-સા)

આ રસ હવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો, ૧ ની કીં રૂ. ૧]

વાતનાશન રસ—પારાની ભસ્મ, સોનાની ભસ્મ, હીરાની ભસ્મ. તામ્રભસ્મ, લોહભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, શોધેલ હરતાલ શુદ્ધ સુરમો, મોરથુથાની ભસ્મ અને અફીણ દરેક એકેક ભાગ, સિંધાલુણ; સંચળ; બિડલવણ; મીઠું; અને વડાગરૂં મીઠું એ પાંચે એકેક ભાગ એ સવને થોરના દુધમાં એક દિવસ ઘુંટી ગોળો વાળી માટીના કોડાયામાં મુકી ઉપર બીજું કોડીયું ઉંધુ વાળી કપડમાટી કરી એક મોટો ખાડો કરી અદર નાનો ખાડો કરી તેમાં ઉપલું કપડછ દ કરેલું સંપુટ મુકી તે ઉપર રેતી પાથરીને પછી તે પર સળગાવેલાં અડાયાનો ગજપુટ અગ્નિ આપવો. પછી બહાર કાઢી ખલમાં ઘુટી તૈયાર કરેલા રસને વાતનાશન રસ કહે છે. માત્રા એક માષાભાર અનુપાન આદ્દાના રસમાં ખાઇને પછી તે પર પીપળીમુળના ગંઠોડાનો કાઢો કરી તેની અંદર લીડીપીંપરનું ચુર્ણ મેળવી પીવાથી આક્ષેપકાદિ સર્વ વાતવિકારો મટે છે. ( શા. સ. )

વૃંરભદ્રરસ—શુદ્ધ પારો ૧ ભાગ; અભ્રકભસ્મ ભાગ ૧,

ગંધક ૧ ભાગ: મરી; સુંઠ; પીંપર; પંચલવણ દરેક એક ભાગ; જીરૂ અને શાહજીરૂ દરેક સરખે ભાગે લઇ ખાંડી; આદાના રસમાં ઘુંટી અડદના દાણા જેવડી ગોળી વાળવી ગોળી ૧, અનુપાન ચિત્રકમુળ; સીંધાલુણ; તથા આદુ; પથ્ય—દુધ ભાત; જીવ્હક સન્નિપાત મટે છે.

**શીતારિરસ**—શુદ્ધ પારો૧ ભાગ, ટંકણ૧ ભાગ;શુદ્ધ ગંધક૧ભાગ, શુદ્ધ નેપાળો ૧ ભાગ, સીંધાલુણ ૧ ભાગ, મરી ૧ ભાગ, આમલીના ફોતરાંની રાખ ૧ ભાગ, સાકર ૧ ભાગ, સર્વેને ખાંડી લીંબુના રસમાં એક દિવસ ઘુંટી બબે રતી ભારની ગોળીઓ વાળવી. માત્રા ૧ ગોળી અનુપાન ઉનું પાણી ટાઢીઓ તાવ મટે. (વૈ-સા.)

**સ્વયમગ્નિ રસ**—શુદ્ધપારો એક ભાગ, શુદ્ધ ગધક બે ભાગ બંનેને ખરલમાં ઘુંટી કજ્જલી કરી તેમાં તેટલું જ શોધેલ પેલાદનું ચુર્ણ નાંખી મિશ્ર કરી કુવારના રસમાં બે પહોર સુધી ઘુટી ગોળો વાળી ત્રાંબાના છાલામાં મુકી ઉપર એરંડીયાનું પાન ઢાંકી અર્ધો પહોર સુધી તડકામાં રાખી અતિ ઉષ્ણ થાય ત્યારે પાછો અનાજના ઢગલામાં એક દિવસ રાખી બીજે દીવસે બહાર કાઢી ઝીણો ભુકો કરવો તેને લુગડે ચાળી પછી તેને કુંવાર, ભાંગરો, પીલુડી, કંટાશેરીઓ ઓરખમુંડી, સાટોડી, ગળો, ગળી, નગડ અને ચિત્રો એ અગીઆરે ઔષધોની સાત સાત ભાવના આપીને દરેક ભાવનાને અંતે ભૂકાને તડકામાં સૂકવવો. આ રસને સ્વયમગ્નિરસ કહે છે; તે હરડાં બેઢાં અને આંબળાંના ચુર્ણની સાથે મેળવી મધ સાથે મિશ્ર કરી સર્વ રોગમાં વાપરવો. વળી સુંઠ, મરી, પીંપર, હરડાં, બેઢાં આંબળાં, એલચી, જાયફળ અને લવીંગ એ નવે અકેક ભાગ લઇ ચુર્ણ કરી તેમાં નવભાગ

---

આ રસ નાંખી મિશ્ર કરી ઘુંટીને પછી બે નિષ્ક ભારસુધી આપ-વાથી ક્ષય અને કાસ રોગ મટી જાય છે. [શા-સં]

સર્વેશ્વરરસ–શુદ્ધ પારો ચાર પલ, શુદ્ધ ગંધક એકપલ બંને-મિશ્ર કરી ખલમાં નાંખી એક પહોર પર્યંત લઢીને કજ્જલી કરવી. ને પછી તામ્રભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, અને શુદ્ધહીંગળો ચારે એકેક પલ, સોના તથા રૂપાની ભસ્મ દશદશ નિષ્ક, હીરાની ભસ્મ એક માસો અને શુદ્ધ હરતાલ બે પલ લઇ સર્વેને મિશ્ર કરી ઉપ-રની કજ્જલીમાં ભેળવી, કાગદી લીંબુનો રસ ધંતુરાનો રસ, અરડુ-સીનો રસ, થોરનું દુધ, આકડાનું દુધ, બ્રહ્માનનો રસ, અને કરેણના મુળનોરસ એ સાતે રસમાંના દરેક રસની એકેક દિવસ ભાવના આપીને ગોળો વાળી માટીના કોડીયામાં મુકી કપડછાણ કરી તે સંપુટને વાલુકાયંત્રમાં મુકી ચુલાપર મુકી અગ્નિની ધીમી આંચ ત્રણ દિવસ સુધી આપવી, પછી ઉતારી ટાઢું થયે ગોળો બહાર કાઢી વાટી તેમાં શુદ્ધ વછનાગનું ચુર્ણ એક પલ, લીંડીપીંપરનું ચુર્ણ બે પલ, સર્વને તે ખલમાં ઘુટીને એક રસ કરવું. તેને સર્વેશ્વરરસ કહે છે. માત્રા બે રતી ભાર, અનુપાન મધ સાથે ચાટીને તે પર બાવચી અને દેવદાર બંનેનું ચુર્ણ એક રૂપીયાભાર, દીવેલમાં મેળવી ખાવાથી સુપ્તિકુષ્ઠ અને મંડળકુષ્ટ મટી જાય છે. (શા. સં)

શ્વાસકુઠારરસ—શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ. શુદ્ધ ગંધક. ટંકણ, શુદ્ધ મનસીલ, દરેક તો. ૧, મરી તો. ૮, સર્વનું ચુર્ણ કરી તેમાં સુંઠ તો. ૨, મરી તો. ૨, પીંપર તો. ૨, દરેકનું જુદું જુદું ચુર્ણ કરી મેળવવું. માત્રા ૨ રતી, અનુપાન નાગરવલનું પાન શ્વાસ, કાસ, મંદાગ્નિ, કાસ, દમ તાવ અને સર્વે રોગ મટે છે. (નિ. ૨) આ દવા દવે ફાર્મસીમાં મળશે, તો. ૧ ની કીં. ૦–૧૦–૦

**સુર્યાવર્તરસ**—શુદ્ધ પારો એક ભાગ, શુદ્ધ ગંધક અર્ધો ભાગ બંનેને કુંવારના રસમાં એક પહોર સુધી ઘુંટી કલ્ક કરી, પછી તેટલાં તાંબાનાં શુદ્ધ પત્રાં લઇ તે પત્રાંપર તે કલ્કનો લેપ કરી પછી તે પત્રાને સ્થાલિકાયંત્રમાં ઘાલી એક દિવસ અગ્નિ આપવો પછી હાંલ્લુ ઠંડુ થયેથી ઉતારી તેમાંનાં પત્રાં ને કાઢી ખલમા ઘુંટવાં, તે ભુકો થાય તેનું નામ સૂર્યાવર્ત રસ છે. માત્રા ૨ રતી ભાર શ્વાસવાળા રોગીને આપવાથી શ્વાસ, દમ મટે છે. (શા. સં)

**સ્વર્ણક્ષીરીરસ**--માટીના હાંલામાં છાસ નાંખી તેમાં દારૂડીનાં મુળ પાંચ પલ નાંખી ઉકાળવાં અને છાસ બળી જાય એટલે તે મુળ કાઢીને પછી માટલામાં દૂધ નાંખી તેની અંદર ઉપલાં મુળીયાં પાછાં નાંખીને ઉકાળવાં પછી દુધ બળી જાય એટલે તે મુળને કાઢી લઇ પછી પાણીથી સારી પેઠે ધોઇ સુકી તેમાંથી પાચ પલ લઇ તે સાથે બે પલ મરીનું ચુર્ણ તથા પારાની ભષ્મ એક પલ મેળવી ખલમાં ઘુંટી મિશ્ર કરવું તેને સ્વર્ણક્ષીરીરસ કહે છે, માત્રા એક નિષ્કભાર ખાવાથી સુપ્તકુષ્ટ મટી જાય છે. (શા સ)

આ દવા હવે ફાર્મસીમાં તૈયાર મળશે તો ૧ ના કીં. રૂ. ૧.

**સ્વલ્પજ્વરાંકુશ**—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ વછનાગ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, શુદ્ધ ધંતુરાનાં બી ૩ ભાગ, સુંઠ ૪ ભાગ, મરી ૪ ભાગ, પીંપર ૪ ભાગ એ પ્રમાણે ૨૪ ભાગ કરી તેને પ્રથમ લીંબુના રસમાં તથા પછી આદુના રસમાં ખલીને ચણોઠી જેવડી ગોળી કરવી, માત્રા ગોળી ૨, અનુપાન આદુનો રસ, તથા મધ, આંતરીઆ તાવને અટકાવવામાં આ ગોળી ઘણી અસરકારક છે, (ભૈ. ૨) આ દવા હવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં. ૦-૧૦-૦

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસી અમદાવાદમાંથી મળશે.**

**સ્વછંદભૈરવ રસ**--શુદ્ધ પારો, લોહભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાળ, હરડાં, અરણી, નગોડનાં મુળ, સુંઠ, મરી, લાંડીપીંપર, ફુલાવેલ પાટીઓ ટંકણખાર, શુદ્ધ વછનાગ, એ તેરે ઔષધનો બારીક ભુકો કરી નગોડના રસમાં તથા ગોરખ મુંડીના રસમાં એકેક દિવસ ઘુંટી તેમની બબ્બે રતી ભારની ગોળીઓ બનાવવી. તેનું નામ સ્વચ્છંદભૈરવરસ છે, અનુપાન રાસના, ગળો, દેવદાર, સુંઠ અને એરંડાનું મુળ, એ પાંચે ઔષધોનો કાઢો કરી તેની અંદર ગુગળ મેળવીને પછી કંઈક ઉના એવા તે કાઢાની સાથે આ રસ ખાવાથી વાયુની પીડા મટે છે. વાયુવિકારને મટાડે છે ( શા. સં )

આ રસ અમારી પાસે તૈયાર છે. તો. ૧ ની કીં રૂ ૨-૮-૦

**સુવર્ણમાલિની વસંત**—સોનાનો ભુકો અથવા વરખ તો ૧. મોતીનો ભુકો તો. ૨, હીંગળો તો. ૩, ધોળાં મરી તો ૪, ખાપરીયું તો. ૮ સર્વને ગાયના માખણ તો. રા, લઇ તેમાં ૧ દિવસ ખલ કરી પછી ૪૨ દિવસ સુધી લીંબુના રસમાં ખલ કરી ગોળીઓ કરવી. માત્રા ૧ થી ૩ રતી, અનુપાન. માલિની વસંત પ્રમાણે, તેથી ખાંસી, શ્વાસ, જીર્ણજ્વર, ક્ષય વાયુ, ગુલ્મ ધાતુગતજ્વર, લોહિવિકાર કૃશત્વ, બાળક, વૃદ્ધ, ગર્ભિણી, સૂતકા વગેરેના રોગો સારા થાય છે. દુધ અને ભાત ખાવાં. ખટાઇ, મરચાં અને તેલ ખાવું નહિ. (નિ. ૨)

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં રૂ. ૧૬-૦-૦

**સપ્તામૃતલોહ**—હરડા, બેઢાં, આંબળાં એ ત્રણેની છાલ એકેક ભાગ તથા જેઠીમદ એક ભાગ અને તે સર્વની બરાબર લોહભસ્મ

એ પાંચ વસ્તુઓનું બારીક ચુર્ણ કરવું, અનુપાન ઘી તથા મધ માત્રા ૧ માસો આંખના સર્વ વિકારો માથું ચઢતું વિગેરે મટે છે. (નિ-ર.)

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. તો.૧ ની કીં રૂ. ૧-૦-૦

**સન્નિપાત ભેરવરસ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક ત્રણ ત્રણ કર્ષ લઇ બંનેને ખલમા નાંખી ઘુંટી કજ્જલી કરવી, પછી રૂપાની ભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, બંગભસ્મ, શીશાની ભસ્મ, લોહ ભસ્મ એ દરએ એક એક કર્ષ લઇ ઉપરની કજ્જલીમાં મિશ્ર કરી તેને સરગવાની અંતરછાલનો રસ, વેલરીયા જાંબુની અંતર છાલનો રસ, સુંઠનો કાઢો, બીલીનો કાઢો, તાંદળજાની ભાજીનો રસ એ પાચે રસમાંના દરેક રસની અંદર એકએક પહોર સુધી ઘુંટી ગોળો વાળી તે ગોળા ઉપર લુગડું લપેટી ગોળો ઉધો મુકી તે પર પાછુ મીઠું દાબી તેનાપર કાચનો બીજો પ્યાલો ઉંધો પાડી તે બન્ને પ્યાલાની સાંધપર લુગડું લપેટી તે પર સુતર વીંટી પછી તે પર ભીની માટીનો લેપ કરી સુકવી પછી એક હાંલ્લામાં અર્ધો ભાગ રેતી ભરી તેમાં ઉપરનુ સંપુટ મુકી પછી તેપર રેતી ભરી તે હાંલ્લાને ચુલાપર મુકીને બે પહોર સુધી અગ્નિ આપવો. પછી ઉતારી અદરથી સપુટ ટાઢું થયે ગોળાને બહાર કાઢી તેને વાટી તે સાથે શુદ્ધ પરવાળાનો ભૂકો એક કર્ષ, અને શુદ્ધ વછનાગનો ભૂકો એક શાણ, મેળવીને તેને કાળા સર્પના ઝેરની ભાવના આપી એક દિવસ ઘુંટી તે ઔષધોને, તગર, મુશળી, બાલછડા દારૂડીનાં મુળ, જલજાંબવો લીંડીપીંપર, ગળી, તમાલપત્ર, એલચી, ચિત્રો, જંગલી તુળસી, વરીયાળી, કુકડવેલ, ધતુરો, અગથીઓ, ગોરખમુંડી મહુડો, જાઇ અને મીઠોળ એ દરેક ઔષધોના રસની બબે પહોર

---

• **ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.**

સુધી ભાવના આપી સુકવવું તેને સંન્નિપાતભૈરવરસ કહે છે. સોળ મરીના દાણાના ચુર્ણની સાથે બે રતી ભાર આ રસ મિશ્ર કરી પછી તેને બીજોરાં, લીંબુના રસની અને આદાના રસની સાથે સન્નિપાત વાળાને ચટાડવાથી સંન્નિપાતરોગ મટે છે. (શા. સં)

સંન્નિપાત ભૈરવરસ દવે ફાર્મસીમાં તૈયાર છે. તો. ૧ની કીં. રૂ. ૫–૦–૦

**સન્નિપાત ભૈરવરસ**—(યો-રત્ના૦) શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, મંડુર ભસ્મ, સર્વ સરખે ભાગે લઇ તેટલા વજને વચ્છનાગ તેમાં ઉમેરી તેને આદુના રસની, ભાંગની, બીજોરાના રસની, અરણી, નગોડ અને ભાંગરાના રસની ભાવના દેવી. પછી તેની અડદ જેવડી ગોળીઓ કરવી. ૧ થી ૨ ગોળી આદાના રસ સાથે ખાવી. ભાત દુધ ખાવું, ઠંડા જળથી ન્હાવું. સંન્નિપાતનો તાવ, મુત્રરોગ, ઝાડો, કફ, પાડુ આ દવાથી મટે છે.

આ રસ દવે ફાર્મસીના તૈયાર મળે છે. તો. ૧ ની કીં રૂ. ૨.

**સમીરપન્નગરસ**—(યોગ. રત્ના૦) શુદ્ધ ગંધક, અભ્રક ભસ્મ, શુદ્ધ પારદ, વચ્છનાગ, સુંઠ, મરી, પીપર, ટંકણ સર્વ સરખે ભાગે લઈ ભાંગરાના રસની સાત ભાવના આપી. રતી રતીની ગોળીઓ વાળવી. ૧ થી ૨ ગોળી આદાના રસ સાથે સવાર સાંજ ખાવાથી મહા વાયુ મટે છે. આ રસ નાકમાં ફુંકવાથી બેભાન માણસ જાગૃત થાય છે. પક્ષાઘાત અને નજળો મટે છે.

આ દવા દવે ફાર્મસીમાં મળશે તો ૧ ની કીં રૂ. રાા.

**શ્વાસ ચિંતામણી રસ.** (ભૈ રત્ના) લોહ ભસ્મ ૨ તોલા, શુદ્ધ ગંધક ૧ તોલો, અભ્રક ભસ્મ ૧ તોલો, શુદ્ધ પારદ ૦ાા ભાર

સોનામુખીની ભસ્મ ાા ભાર, મોતી ા ભાર, સુવર્ણ ા ભાર બધાંને એકત્ર ઘુંટી, આદાના રસની, બકરીના દૂધની, જેઠીમદના રસની, ભોંયરીંગણીના રસની જુદી જુદી ભાવના આપવી, પછી તેની ચાર ભારની ગોળીઓ કરવી

૧ થી ૨ ગોળી બેઢાંની છાલના રસ સાથે આપવાથી કાસ, શ્વાસ, રાજયક્ષ્મા અને દમ મટે છે.

આ રસ હવે ફાર્મસીમાંથી તૈયાર મળશે. તો. ૧ ની કીં રૂ. ૮

**સર્વાંગસુંદર રસ**—(ર.સા-સં) શુદ્ધ પારદ, અભ્રકભસ્મ, તામ્ર ભસ્મ, લોહ ભસ્મ, હિંગળોક, અને શુદ્ધ ગંધક, દરેક ઔષધ એકેક ભાર લઈ તે સર્વને એકત્ર ઘુટી સાતવણના દુધની, થોરના દુધની, અરડુસીના રસની અને એરંડાના રસની ભાવના દઇ ઘુંટી તેમાં ૧ રૂપીયાભાર ઝેરકચોલાનું ચુર્ણ ભેળવવુ. પછી ઘુંટતાં જાડું થાય ત્યારે તેનો ગોળો બનાવી તેને બે પહોર સુધી વાલુકાયંત્રમાં પકાવી, ટાઢું થયે તેમાં પીપરનું ચુર્ણ એક ભાર અને શુદ્ધ વછનાગ ૧ ભાર મેળવવું. પછી તેને ઘુંટી ૨ની રતીની ગોળીઓ વાળવી.

આ દવામાંથી ૧ થો ૨ ગોળી મદ સાથે ખાવાથી સર્વ પ્રકારના વાતરોગ, સર્વ પ્રકારનાં શૂળ મટી જાય છે.

આ દવા હવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ની કીં. રૂ. ૧૧

**સુવર્ણ પર્પટીરસ**—(યાગ રત્નાકર) ક્ષય મટે. શુદ્ધ છે. પારદ, ૮ ભાગ, શુદ્ધ ગંધક ૮ ભાગ, સોનું ૧ ભાગ, ત્રણેને ઘુટી કજ્જલી કરી લોઢાના કઢાયામાં ઉનુ કરો, ગાયના છાણમાં કેળનું પાન પાથરી પર્પટી પાડી ઉપર કેળનું પાન મૂકી છાણ ઢાંકી દેવું. ઠંડુ થાય ત્યારે લવું.

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.**

૧ થી ૩ રતી, દિવસમાં ૧ બે વખત માખણ અને ઘી સાથે ખાવાથી ક્ષય મટે છે. નમળાઈ મટાડી યાદશક્તિ વધારે છે.

આ દવા અમારે ત્યાં તૈયાર મળશે તો. ૧ ની કીં રૂ. ૨૫—

સુતશેખર રસ—(યોગ. રત્નાકર) શુદ્ધ પારદ, સુવર્ણ ટંકણ, વછનાગ સુંઠ, મરી, પીંપર, ધંતુરાનાં બી. ગંધક, તામ્રભસ્મ, તજ, તમાલ પત્ર, એલચી, નાગકેસર, શંખભસ્મ, બીલીનો ગર્ભ, કચુરો, સર્વ ખાંડી એક દિવસ ભાંગરાના રસમા ઘુટી ચણોઠી ભારની ગોળીઓ વાળવી.

૧ થી ૨ ગોળી મદ અને ઘી સાથે સવાર સાંજ ખાવાથી અમ્લપીત્ત, ઉલટી, શૂળ, પાંચ પ્રકારની ખાંસી; ગોળો, સંગ્રહણી, ત્રિદોષનો અતિસાર, શ્વાસને મદાગ્નિ મટે છે. ઉદાવર્ત, ભારે હેડકી અને ભયંકર રોગ મટે. ક્ષયને મટાડે છે.

આ રસ અમારે ત્યાં તૈયાર મળશે. તો. ૧ ની કીં. રૂ ૫-૦-૦

શંખવટી—આંબલીના ક્ષાર તો ૪, પંચલવણ તો ૪, તેને લીંબુના રસમાં ભીંજવવાં, પછી શંખના કટકા તો ૪, તપાવી તપાવીને વારંવાર તે રસમાં બુઝવવા. ભસ્મ થતા સુધી, પછી તેમાં ત્રિકટુ તોલા ૪, વજ તોલા ૪, હીંગ તોલા ૨, શુદ્ધ ગંધક, શુદ્ધ પારો. શદ્ધ વછનાગ ત્રણે મળ તોલો ૧, સર્વે મેળવી લીંબુના રસમાં ઘુટી ચણીબોર જેવડી ગોળીઓ કરવી.

૧ થી ૨ ગોળી પાણી સાથે લેવાથી સર્વ પ્રકારના ઉદરરોગ, અજીર્ણ, શળ, કોલેરા, અગ્નિમાંધ, ગુલ્મરોગ પરિણામશૂળ મટે છે, જમ્યા પછી ત્રણ ચાર કલાકે પેટમાં જે સખત શળ કે ચુંક નીકળે છે તેને પરિણામ શળ કહે છે તે આ દવાથી મટી જાય છે. (નિ-ર.)

શાંખવટીની ટીકડીયો હવે ફાર્મસીમાં તૈયાર મળશે તો. ૧ ની કીં રૂ. ૦-૮-૦

હૃદયાર્ણવરસ—(ર.સા.સં.)શુદ્ધ પારદ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, તામ્રભસ્મ ર ભાગ, સર્વ ઔષધોને એકત્ર ઘુંટી ત્રીફળાના કવાથમાં અને પીલુડીના રસમાં એક દિવસ સુધી ઘુંટી પછી તેની ચણીબોર જેવડી ગોળીઓ વાળવી.

આ દવામાંથી ૧ થી ર ગોળી ત્રીફળાના કવાથ સાથે ખાવાથી કફજન્ય હૃદયરોગ—હાટ ડીસીઝ મટે છે.

આ દવા હવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં રૂ. ર

હંસપોટલી રસ—કોડીની રાખ, સુંઠ, મરી, લીંડી પિપર ફુવાવેલો ટંકણખાર, શુદ્ધવછનાગ, શુદ્ધ આમલસારો ગંધક, શુદ્ધ પારો એ આઠે સરખે ભાગે લઇ તેનો બારીક ભૂકો કરી, ખલમાં નાંખી કાગદી લીંબુના રસમાં ઘુંટી તેની એકેક માષાની ગોળીઓ વાળવી, તેનું નામ હંસપોટલી રસ છે. આ ગોળી મરીના ચુર્ણની સાથે ઘીમાં ચાટવાથી અને પથ્થમાં દહીં ભાત ખાવાથી સંગ્રહણી રોગ મટે છે, (શા. સં)

આ રસ હવે ફાર્મસીમાં તૈયાર મળે છે. તો. ૧ કીં રૂ. ૧-૦-૦

હેમગર્ભપોટલીરસ—શુદ્ધ પારો, તથા સોનાનું ચુર્ણ બંને ચાર ચાર ભાગ લઇ ખલમાં ઘુંટી લોટના સરખા બારીક થયે તેમાં શુદ્ધ ગંધક બાર ભાગ નાંખી કંજલી કરવી, પછી મોતીનો ભૂકો સોળ ભાગ, શખનો ભુકો ચોવીસ ભાગ, શુદ્ધ પાટીઓ ટંકણખાર એક ભાગ લઇ એ ત્રણે ઔષધોને કજ્જલીની સાથે મિશ્ર કરી તે સર્વને પાકા લીંબુના રસમાં ઘુંટી ગોળો વાળવો પછી માટીનું કોડીયું

---

લઇ તેમાં ઉપર ગોળો મુકી તે પર બીજું કોડીયું ઉંધું વાળી કપડછાણુ કરી ગજપુટ અગ્નિ આપવો, પછી ટઢું થયે બહાર કાઢી અંદરના ગોળાને ખલમાં ઘુંટી તૈયાર કરવું તેને હેમગર્ભ પોટલી રસ કહે છે. માત્રા ચાર રતીભાર, તે સાથે ઓગણત્રીસ મરીનો ભુકો મેળવી તે બંનેને રૂપાના માટીના અથવા કાચના વાસણની અંદર નાંખી ગાયના ઘીમાં કાલવીને ખાવો. પથ્ય પાળવું જેથી કાસ, શ્વાસ, ક્ષય, વાત, કફ સંગ્રહણી અને અતિસાર મટે છે. (શા. સં.)

આ રસ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં. રૂ. ૧૫)

---

ફતેહપુરથી પટેલ લલુભાઇ જોરભાઇ લખે છેઃ આપની સુંદરીસાથી દવાથી આરામ છે બીજી ૩ બાટલી તુરત મોકલશો.

સીગામ થી પ્રોફેસર માધવ કરશન લખે છેઃ તમારી સુંદરીસાથી દવા વાપરી તેથી ફેર પડયો છે માટે બીજી ૩ બાટલી મોકલશો.

ટાંગુ (બરમા)થી જુનાગઢવાળા મોહમદ કાસમ લખે છે કેઃ આપની સુંદરાસાથી ૩ બાટલીની સૂચના પ્રમાણે ઉપયોગ કીધો છે. તેના ગુણ સરસ રોગે ફાયદાકારક છે. તે ચોક્કસ ખાત્રીપૂર્વક છે. આથી અમારા સર્વે ભારની હિન્દી ભાઇઓને વિનંતી કે દરેક આ દવાનો કરવો અને ફાનતું ખર્ચથી બચવું. આથી આપણી હીન્દના પુત્રોને ઉત્તેજન મળે આ ખરો સ્વદેશ સેવા કીધી કહેવાય.

મટાઈ થી ખાકમાર મોહમદ અબ્દુલ કરીમ લખે છે કેઃ આપની સુંદરીસાથીથી મારી આને ઘણો સારો ફાયદો થયો છે. મારી ઓરતને હંમેશાં માથુ અને કમરમાં દરદ રહેતું, પદર સુકાઇ ઘોણી પુણી જેવું થઇ ગયું હતું. પરતું આપની સુંદરીસાથીના સેવનથી ઘણો ફાયદો માલમ પડયો છે એ મદદ બાપા ઘણે જ આભારી છું.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# પ્રકરણ ૬ ઠું.

## ક્ષારો

અપમાર્ગ ક્ષાર—અંઘેડાનો ખાર–અંઘેડાના પંચાંગને છાયામાં સુકવી બાળીને તેની રાખ કરીને ક્ષાર કાઢવાની રીત પ્રમાણે ક્ષાર કાઢવો. માત્રા વાલ ૧ થી ૪, ગુણ; દીપ્ણ, ભેદન, કફઘ્ન, તથા ગુલ્મ મટાડે છે. (ભા. પ્ર)

આ ક્ષાર દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો. ૧ ની કીં. રૂ. ૧)

નારીકેળ ક્ષાર—પાણીવાળા નાળીએરના ગોટામાં કાણું પાડી સારી પેઠે લુણ–મીઠું–ભરી કપડમાટી કરી સુકવીને અડાયા છાણાંના અગ્નિથી પકાવવું. ઠંડું થયા પછી એ નાળીએર તથા અંદરનું મીઠું બન્ને સાથે વાટી શીસીમાં ભરી રાખવાં માત્રા તો. ૦। થી ૦॥ ભારંગીનું પીંપર સાથે ખાવાથી સર્વ જાતનાં શળ મટે છે. ભા. પ્ર.

યવક્ષાર—જવનાં પંચાંગને લઇ તેને છાયામાં સુકવી અપામાર્ગક્ષારમાં બતાવ્યા પ્રમાણે ક્ષાર કાઢવો. માત્રા વાલ ૧ થી ૪. ગુણ કફઘ્ન તથા મુત્રલ.

આ ક્ષાર દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં. ૦–૮–૦

વજ્રક્ષાર—સંચળ, જવખાર, મીઠું, બંગડીક્ષાર, સીંધવ, ટંકણ, સાજીખાર, એ સર્વ સરખે વજને લઇને ચૂર્ણ કરી આકડાના દુધ તથા થોરના દુધની ત્રણ દિવસ ભાવના દેવી. પછી તડકામાં સુકવી તે ચૂર્ણને આકડાના પાનમાં લપેટી કોડીઆમાં ભરી તે કોડીઆને કપડમાટી કરી તેને ગજપુટ દેવો. સ્વાંગ શીતળ થયા પછી બહાર

કાઢી ચુર્ણ કરી તેમાં સુંઠ, મરી, પીંપર, વાવડીંગ, રાતીરાઇનું હરડે, બેહાં, આંબળાં, ચત્રક, શેકેલી હીંગ એ સર્વે સરખે ભાગે લઇ ચુર્ણ કરી મેળવવુ તેને વજ્રક્ષાર કહે છે. માત્રા માસા ૮. અનુપાન જઠરાગ્નિ વધારવા માટે છાશમાં, બાકી રોગાનુસાર, સર્વ જાતના ઉદરરોગ, સોજા, ગુલ્મ અગ્નિમાંદ્ય, અરૂચિ, પ્લીહા, યકૃત વિગેરે મટે છે. ( નિ. ર. )

આ ક્ષાર દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો. ૫ની કીં. રૂ.૧–૪–૦

## પ્રકરણ ૭ મું.

### મુરબ્બા.

આંબળાનો મુરબ્બો—લીલા આંબળાંને વાંસના બનાવેલા અણીદાર સોયાથી ટોચીને બાફવા, આંબળાં જરા બફાઇ નરમ પડે એટલે કપડાની ઝોળીમા બાધા તેમાંથી પાણી નીતારી લેવુ. પછી આંબળાંના વજનથી ત્રણ ગણી સાકરની ચાસણી કરીને તેમા આંબળાં તેમજ ઇચ્છા મુજબ એલચી, તથા કેસર પણ નાખવાં આ મુરબ્બા જેમ જુના તેમ વધારે ગુણકારી છે. વળી આંબળાં જેમ વધુ મોટાં તેમ વધુ ગુણકારી છે. ગુણ—તથી માથાનો દુઃખાવો, આંખની ગરમી પિત્તવિકાર, વિગેરે મટે છે. માત્રા તો. ૧ થી ર.

આ મુરબ્બો દવે ફાર્મસીમાં તયાર મળશે ૧ રતલની કીં. રૂ. ર)

કોળાનો મુરબ્બો—જુનું મોટું ભુરૂ કહોળુ લઇ તેના ઉપ-

રની છાલ ઉતારી નાંખવી. પછી કાપીને અંદર નાંખી તથા પેચો ગરભ કાઢી ફેંકી દેવો અને પછી તેનાં એકેક બબે રૂપીઆ ભારનાં પતીકાં પાડી તેને પાણીમાં બાફવાં જરા પોચાં પડે એટલે કપડામાં નાંખી પાણી નીતારી કાઢવું અને કોળાના બાફેલા પતીકાંને ત્રણ ગણી સાકરની ચાસણીમાં નાંખવાં. કેસર તથા એલચી ઇચ્છા પ્રમાણે નાંખી શકાય છે. માત્રા તોલા ૨ાા થી ૫, ગુણ માથાની ગરમી, શ્રમ, ચકરી, ઉન્માદ, અનિંદ્રા વિગેરે મટે છે. અને મગજને શાંત કરે છે.

**કેરીનો મુરબ્બો**—કેરીની ઉત્તમ શાખો લઇ ઉપરથી છાલ ચપ્પાવતી ઉતારી લઇ તેનાં પતીકાં પાડવાં અને તે પતીકાંને ધીમા તાપથી બાફવાં, અરધાં પતીકાં બફાય એટલે કપડામાં નાંખી પાણી નીચોવી લેવું. પછી ત્રણથી ચાર ઘણી સાકરની ચાસણીમાં તે કેરીનાં પતીકાં નાખવાં. તથા એલચી, કેસર, ઇચ્છા પ્રમાણે નાંખવાં. ખમણીથી છુંદો કરીને પણ મુરબ્બો કરવાનો રીવાજ છે. કેરીનો મુરબ્બો પીત્ત, શામક, રૂચીકર, તથા પૌષ્ટિક છે માત્રા તોલા ૨ાા થી ૫.

**બીલીનો મુરબ્બો**—શ્રીરાગ—કુણાં બીલાં લઇ ઉપરની છાલ ઉતારી કાઢવી પછી પાણીમાં નાખી જરા બાફ આપીને કપડેથી પાણી નીતારી કાઢીને બીલાં ત્રણ ગણી સાકરની ચાસણીમાં નાંખવાં. માત્રા તોલા ૧ થી ૨, બીલીનો મુરબ્બો. આમ, તથા લોહીવાળા ઝાડા તથા મરડામાં સારો ગુણ કરે છે.

આ મુરબ્બો દવે ફાર્મસીમા તૈયાર મળશે રતલ ૧ ની કીં. રૂ ૨-૮-૦

**બીજોરાનો મુરબ્બો**—બીજોરૂં છોલી તેની ચીરો કરવી અને

---

એક તપેલું પાણીથી ભરી તેના મોં ઉપર એક કપડું બાંધી તે ઉપર બીજોરાની ચીરીયો મુકવી. અને ઉપર ઢાંકણું દઇ તે તપેલું અગ્નિ ઉપર મુકવું તથા વરાળથી સીજવવું. પછી કોરા વસ્ત્રમાં લઇ સારી રીતે પીસી અંદરનું પાણી કાઢી નાંખવું અને સાકરનો જાડો પાક કરી તેમાં પીસેલો ભાગ નાંખવો એટલે ઉતમ મુરબ્બો થાય છે. મંદાગ્નિ, અરૂચી, તથા પીત્તના ભ્રમને મટાડે છે માત્રા તો. ૧ થી ૨.

હરડેનો મુરબ્બો—મોટી હરડેને દુધમાં બાફવી, સારી રીતે નરમ પડે એટલે ત્રણ ગણી સાકરની ચાસણીમાં નાંખવી, અથવા બાફેલી હરડેની ઉપરની છોલ કાઢી લઇને તે ચાસણીમાં નાંખવો. માત્રા હરડે ૧ અથવા છુંદો તો. ૨, દસ્તને સાફ લાવે, માથાની ગરમીને નીચે ઉતારે, જુણું તાવને મટાડે, ઉદરસ મટે છે, વિગેરે ગુણ કરે છે.

હરડેનો શાસ્ત્રીય મુરબ્બો દવે ફાર્મસીમાં તૈયાર મળશે. રતલ ૧ ની કીં. રૂ. ૨-૮-૦ ( જુઓ અગસ્ત્ય હરીતકી અવલેહ )



# પ્રકરણ ૮ મું

## અવલેહઔષધો

ક્વાથાદિ ઔષધોને પાછાં ઉકાળીને પાકના સરખાં ઘાડાં બનાવવાં તેને અવલેહ કહે છે, તેની માત્રા ૧ થી ૨ તોલા સમજવી. અવલેહમાં સાકર નાંખવી હોય તો તેમાં પડનાર ચુર્ણથી ચાર ગણી નાંખવી, અને ગોળ નાંખવો હોય તો બમણો નાંખવો, પ્રવાહી પદાર્થો નાંખવા હોયતો ચારગણા નાંખવા. અવલેહ પાક થઇ ગયા પછી તે પાકને તવીથાથી ઉંચો કરતાં લાળના સરખો તાર આવે છે અને પાણીમાં નાંખવાથી બુડી જાય છે. ચપટીમાં દબાવવાથી ચીકણો અને કડણ લાગે છે. જે ઔષધ બનાવ્યું હોય તેના જેવો રંગ અને સુગંધવાળો થાય છે.

**અભયામલકી અવલેહ**—( ચરકચિ૦ ) બ્રામ્યરસાયન. શાલવણ, પીડવણ, ભોંયરીંગણી, ઉભી અને બેઠી, ગોખરૂ, બીલીનાં મુળ, અરણીનાંમુળ; અરડુસો; શીવણ, કાશ્મરી, પાડળમુળ, પુનર્નવા જંગલી અડદ અને જંગલી મગ; બળબીજ, એરંડમુળ; જીવક; ઋષભક, મેદા, મહામેદા, જીવંતી, સરખટ, શેરડી, દાભડો, કાંસડો, શાલીધાન્ય, પાંચ પંચમુળ દરેક ચચાર તોલા લઇ દસ ઘણા પાણીમાં ઉકાળી દસમા ભાગે પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તેમાં મોટી હરડે ૧૦૦૦, આંબળાં ૩૦૦૦ નાંખી બાફવાં, પછી બફાયેથી તેને છીણી નાંખી માવો કાઢવો, અને ઉકાળો જુદો ગાળી લેવો. પછી તેમાં વજ, ધંતુરો, ઇલાયચી, તજ, બ્રાહ્મી, પીંપર, શંખાવલી મોથ; હળદર, કેવડીમોથ; વાવડીંગ, ચંદન, અગર, મહુડાં, દરેક ચચાર તોલાનું ચુર્ણ કરી તેમાં ઉમેરવું પછી તેમાં ૨ આઢક તેલ અને

૨ આઢક ઘી નાંખી શીરાની માફક શેકવું, પછી તેમાં ઉપરનો ઉકાળો અને ૧૦૦૦ પલ સાકર નાંખી ઉકાળવું. અને પાક જેવું થયે ઉતારવું. ઠંડુ થયે ઘીના વજનથી અરધુ મદ તેમાં નાંખવું. પછી એકત્ર હલાવી ઘીના રીઢા વાસણુમાં ભરી રાખવું.

આ ચાટણુ ૦। થી ૧ તોલો, દુધ સાથે ચાટવાથી વૃદ્ધાવસ્થાની નબળાઇ, અશક્તિ, વાયુવિકાર, મનની કે યાદદાસ્તીની નબળાઇ, મંદાગ્નિ, ક્ષય, દમ, સંગ્રહણી વીર્યવિકાર મટે છે.

આ અવલેહ દવે ફાર્મસીમાં તૈયાર મળશે રતલ ૧ની કીં રૂ. ૩)

**અગસ્ત્યહરિતકી અવલેહ**-(શા-સં-)હરડેનો શાસ્ત્રિય મુરબ્બો.

સારી ૧૦૦ હરડે, એક આઢકજવ, સુગંધી સમેરવો, ઉભી ભોંયરીંગણી, બેઠી ભોંયરીંગણી, ગોખરૂ, બીલી, અરણી, સ્યોનાક, શ્રવન. એ દશે ઔષધો બબે પલ, ચિત્રકમુળ, પીપરીમૂળ, અઘેડો, કચુરો, કઉચાં, શંખપુસ્પી, ભારંગીની છાલ, ગજપીંપર, બલાનાં મૂળ, પુસ્કરમુળ, એ દસે બબે પલ એ રીતે ૨૨ ઔષધો કહ્યાં, તેમા હરડે તથા યવ જુદાં કાઢી લઇ પછી બીજાં ઔષધોને અધકચરાં ખાંડી તેને પાંચ આઢક પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી તે કવાથ ગાળી લેવો પછી તેમાં એક આઢકજવ ઉકાળવા તે બફાઇ જાય એટલે તેને ગાળી લેવા પછી તે ગાળેલું પાણી ઉપરના કવાથ સાથે ભેળવી દેવું. પછી તે કવાથની અંદર ઉપરની સો હરડે ઘી તથા તેલ બંને આઠ આઠ પલ અને ગોળ ૧૦ શેર સર્વ નાંખીને તે ઉકાળાને પાછો ઉકાળવો અને પાકના સરખો જાડો થાય ત્યારે હેઠે ઉતારીને ટાઢો થાય ત્યારે તેની અંદર મદ અને લીન્ડીપીંપરનુ ચુર્ણ એક એક કુડવ નાંખી તબેથાથી હલાવી ભેળવી દેવું. પછી

આ અવલેહમાંથી બે હરડે, આ અવલેહ સાથે હંમેશાં ખાવાથી ક્ષય, કાસ, શ્વાસ-દમ, હિક્ક, અર્શ, અરૂચિ, પીનસ, સંગ્રહણી મટે છે. શરીર પર પડેલી કરચલીઓ મટે છે, ધોળાવાળ કાળા થાય છે, બળ વધે છે અને શરીરનો વર્ણ સુધરે છે. આ અવલેહ રસાયન છે અગસ્ત્ય મુનિએ કહેલો છે, સર્વ રોગ મટાડે છે.

આ અવલેહ હવે ફાર્મસીમાં તૈયાર મળશે, રતલની કીં રૂ. ૩)

**આર્દ્રકાવલેહ**—પાંચ શેર આદાને છોલીને તેનાં પાતળાં પતીકાં કરી તથા ધાણા, અજમો લોહભસ્મ, જીરૂ, તજ, તમાલપત્ર એલચી અને મોથ એ દરેક બબ્બે તોલા લઇ તેનું ચુર્ણ કરી પછી પાંચ શેર ગોળનો પાક કરીને તેમાં આદુનો ચુરો તથા ચુર્ણ મળવી ચાટણ કરવુ. માત્રા તો. ૨ થી ૪. ખારસી, પીનસરોગ, સળેખમ, હરસ, ગુલ્મ, સોજા તથા ક્ષય મટે છે. ( વૈ. જી. )

**આર્દ્રકુટજાવલેહ**—લીલી કડાછાલ શેર ૨૦ લઈ તેને અધકચ્ચરી ખાંડીને પાણી શેર ૨૫મા ઉકાળી, ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી ગળી લેવું પછી તેમા નીચેનાં ઓષધો નાંખવાં રીસામણીનાં મુળ ધાવણીના ફુલ, બીલી, કાળીપાટ, મોચરસ, નાગરમોથ, અતિવિષની કળી, એ સાતે ઓષધો એક એક પલ લઇ તેનું ચુર્ણ કરીને ઉપરના કવાથમા નાંખવું, ત્યાર પછી ઉપરના કવાથને પાછો ઉકાળવો અને તે કવાથ તરીથાને ચોટવા માંડે, ત્યારે હેઠે ઉતારવો આ અવલેહ, પાણી, બકરીનું દૂધ વા મન્ડ એ અનુપાનોમાંના યોગ્ય અનુપાન સાથે લેવાથી જુદી જુદી જાતની વેદના, ઘોર અતિસારો સર્વ પ્રકારના પ્રદરા, રકતપ્રદરા, સર્વ પ્રકારના અર્શો અને પ્રવાહી મટે છે. (શા. સં.)

આ અવલેહ અમારે ત્યાં તૈયાર મળે છે રતલ ૧ની કીં રૂ. ૨-૮-૦

---

ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.

**આદુના ચાટણ**--આદુનો રસ તોલા ૧૦, પાણી તો. ૧૦ સાકર તો. ૨૦ લઇ ધીમા તાપથી પાક કરવો. તેમાં કેસર, એલચી, જાયફળ, જાવંત્રી તથા લવીંગ દરેક એકેક તોલાનું બારીક ચુર્ણ મેળવવું, માત્રા તો ૦ાા થી ૧. મંદાગ્નિ, ખાંસી. ક્ષય, શ્વાસ અને અરૂચી મટાડે છે.

**કાસકંડનાવલેહ**-બકરીનુ મુત્ર તો ૪૦૦ ઉકાળીને ગોળના પાક જેવો પાક કરવો. પછી તેમાં બેઢાં તો ૮, પીંપર તો ૪, લોહ ભસ્મ તો ૪, ભોરીંગણીનાં ફળ તો ૮, એ સર્વનું બારીક ચુર્ણ મેળવીને કાચના વાસણમાં ભરી નાખવું. માત્રા ૨ થી ૪ તોલા, અનુપાન કેળનું પાણી અને મદ, અસાધ્ય ખાંસી મટે છે. (નિ. ૨)

**કુષ્માંડાવલેહ**-પાકેલાં ભુરા કોળાનુ ખમણીથી ખમણ કાઢવું, તેમાંથી પાણી નીચોવી કાઢી ગરભને સુકવવો ને ઘીમાં શેકવો, પછી તેમાં જાયફળ લવીંગ, જાવંત્રી, એલચી, વાસકપુર, તજ, તમાલપત્ર નાગકેસર, અને કમલકાકડી. એ સર્વનું બારીક ચુર્ણ મેળવવું ને તે સર્વ વસ્તુના વજનની બરાબર સાકરની ચાસણી કરી પાક કરવો. માત્ર તો. ૧ થી ૨, રક્તપિત્ત, તાવ અમ્લપીત, ક્ષય દાહ, ભ્રમ, શોષ; ક્ષીણતા અને મંદાગ્ન વિગેરે મટે છે. (શા. સં)

**કુટજાવલેહ**-કડાછાલ શેર ૧૦ નો કવાથ કરી પાણી શેર ૨૫ માં ઉકાળી ચોથોભાગ બાકી રહે ત્યારે તે ગાળી લઇ તેમાં ગોળ શેર ૩ નાખી પાક કરવા. તેમાં રસવંતી; ચિત્રક; પહાડમુળ, બીલીફળ; ઇંદ્રજવ; વજ, ભીલામાં, અતિવિષ; વાવડીંગ; વાળો એ દરેક તો ૪ નું ચુર્ણ તથા ઘી તો ૩૨ નાંખી નિચે ઉતારવું. ઠંડું થયા પછી મદ તો ૩૨ નાંખવું, માત્રા તો ૦ાા, અનુપાન છાસ;

**દુધ**; દહીં, ઘી: અને પાણી; એમાંથી યોગ્ય લાગે તે. માથે **લેવાથી** **હરસના** વ્યાધિ;અતિસાર: **અરૂચી**; સંગ્રહણી, પાંડુ, રક્તપીત; **કમળો**; **અમ્લપીત**; સોજા અને કૃશતા મટે છે. (શા. સ)

આ અવલેહ તૈયાર છે. રતલ ૧ ની કીં રૂ. ૨–૮–૦

**કંટકાર્ય અવલેહ**-બેઠી ભોરીંગણીનું પંચાંગ સુકુ શેર ૧૦ અધકચરૂ ખાંડી પાણી શેર ૨૫ મા ઉકાળી; ચતુર્થાંશ પાણી બાકી **રહે** ત્યારે તે ગાળી લઇ તેમાં સાકર શેર ૨, ઘી તોલા ૩૨, તેલ તોલા ૩૨, ગળો, ચવક, ચિત્રક, મોથ, કાકડાશીંગી, સુંઠ, મરી પીંપર, ધમાસો, ભારંગમુળ, રાસ્ના, કચુરો એ સર્વ વસ્તુઓ દરેક તો ૪નું ચુર્ણ નાંખી ફરી ઉકાળવું. ચાટણ જેવો પાક થાય ત્યારે નીચે ઉતારી ઠરે ત્યારે તેમાં મધ તો. ૩૨, વાસકપુર તો, ૧૬. પીંપરનું ચુર્ણ તો. ૧૬. મેળવી માટીના રીઢા વાસણમાં ભરવો. માત્રા તો. ૧ થી ૨, હેડકી, દમ અને ખાંસી. તથા શ્વાસ મટે છે. (શા-સ.)

આ અવલેહ હવે ફાર્મસીમાં તૈયાર મળશે રતલની ૧ કીં રૂ. ૨॥

**ગોક્ષુરાદિઅવલેહ**–ગોખરૂ પંચાંગ સાથે તો. ૪૦૦, અધકચરાં ખાંડી ૧૬ ઘણા પાણીમાં ઉકાળો કરવો, ચોથો ભાગ પાણી બાકી **રહે** ત્યારે ગાળી લઇ તેમાં સાકર તો. ૨૦૦ નાખી ઘાટું થાય ત્યાં સુધી ફરી ઉકાળવું. પછી નીચે ઉતારી તેમાં સુંઠ, પીંપર. એલચી, જવખાર, નાગકેસર, જાવંત્રી, અર્જુન સાદડા, કમળકાકડી, વાસકપુર એ સર્વે દરેક ચચાર તોલા લઇ તેનું ચુર્ણ કરી નાંખવું. પછી એક માટીના વાસણમાં ભરી રાખવ માત્રા તો. ૧થી ૨, મુત્રકચ્છ, દાહ, મુત્રનું બંધ થવું, અશ્મરી, પ્રમેહ રક્તમેહ, એ સર્વનો નાશ થાય છે. (નિ-૨)

આ અવલેહ તૈયાર છે. રતલ ૧ની કી રૂ. ૨॥

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.**

**ચ્યવનપ્રાશાવલેહ** (જીવન) પાટલા, અરણી, શવન, બીલી, **અરડુસો**, ગોખરૂ, સમેરવો, ઉભી અને બેઠી ભોંયરીંગણીનાં મુળ, **લી**-ડીપીંપર, કાકડાશીંગી, દ્રાક્ષ, ગળો, હરડે, બલાનાં મુળ, ભોંય-**આંમલી**, અરડુસી, રૂદ્ધિ: કુક્કરકંદ, મીઠી ખરખોડી, કચુરો, **જીવક**-વિદારીકંદ-ફગવેલાનો કંદ, રૂષભક, નાગરમોથ, પુષ્કર-મુળ, શાહુ‌ાર, સુડીવાના વેલાનાં મુળ: જંગલી અડદ અને મગ, વિદારીકન્દ—ફગવેલાનોકન્દ, સાટોડી, ઝીણી એલચી અને કાળુ અગર એ આડત્રીસે ઔષધો ચાર ચાર રૂપીઆભાર લઇ, તેમને ખાંડી ચુર્ણ કરવું તેમાં પાંચસો મોટાં આંમળાં નાંખી એક મોટા વાસ-**ણમાં** ઉકાળવાં અને ઉકાળતાં ઉકાળતાં આઠમો ભાગ પાણી બાકી **રહે** એટલે હેઠું ઉતારીને ગાળી લેવું, ત્યારબાદ કાઢામાંના ઔષધોના **ભુસાં** સાથેના પાંચસો આંમળાંના ઠળીઆ કાઢી નાખી તેનો ગર્ભ **કાઢવો**, ને ગર્ભ લુગડામાં છાણીને ગાળવો. (શીખંડના માફક) જ્યારે **ગર્ભ** ગળી જાય કે તરત જે છાલવાળા ગર્ભનો વાસણની અંદર પડેલા **શીરા** જેવો લોદો કઢાઇમાં અઠાવીશ રૂપીઆભાર ઘી નાખીને તે **આંમળાના** ગર્ભના લોદાને શેકવો. ત્યાર પછી ઉપલા ગાળી લીધેલા **કાઢામાં** આંમળાની છાલના ગર્ભને સેકી મુકેલો લોદો તથા પાંચશેર ખાંડ નાખીને પાછો ઉકાળવો; અને પાક જેવો જાડો થયે ઉતારી **લેવો**. પછી લીન્ડીપીંપર આઠ ભાગ, વંશલોચન ૧૬ ભાગ. તજ, એલચી **તમાલપત્ર**, નાગકેશર એ દરેક ત્રણ ત્રણ શાણ લઇ સર્વનું ચુરણ **કરી** ઉપરના પાકમાં નાખીને સર્વને તબેથાથી હલાવી મીશ્ર કરવું. **પછી** કપડછંદ કરી તે પાકની અંદર નાંખવું એ રીતે આ અવલેહ ચ્યવનરૂષિએ કહ્યો છે. તે રસાયન છે. માટે અગ્નિના બળ પ્રમાણે

---

ખાવો, જેથી કાસ, શ્વાસ, તરસ, વાતરક્ત, વાતપીત્ત; ધાતુદોષ અને મુત્રદોષ મટે છે. બુદ્ધિની વૃદ્ધિ થાય છે, સ્મરણશક્તિમાં વધારો થાય છે; સ્ત્રીમાં હર્ષ થાય, કાંતિ વધે, મન પ્રસન્ન રહે છે. (શા સં·)

આ અવલેહ અમારી પાસે તૈયાર છે. રતલ ૧ની કી રૂ. ૨॥

દ્રાક્ષાવલેહ—કાળી દ્રાક્ષને દુધમાં ઉકાળી ઘીમાં તળવી પછી સાકરની ચાસણી કરી તેમાં નાંખવી અને નીચેની વસ્તુઓ મેળવવી.

બદામ ઘીમાં તળીને ખાંડી ભૂકો કરવો. માવાને ઘીમાં શેકી દાણો પાડવો, જાયફળ; જાવત્રી; લવીંગ; એલચી; વાંસકપૂર, તજ, તમાલપત્ર, નાગકેસર કમળકાકડી, એ સર્વ વસ્તુઓનું બારીક ચુર્ણ કરી ઉપર મુજબ ચાસણીમાં નાંખી પાક કરવો. માત્રા ૧ થી ૨ ભાર, અમ્લપીત્ત, રકતપીત, તથા પાંડુ, કમળા વિગેરે દરદો મટાડી શકતી આપે છે, (નિ, ૨)

બીભીતકાવલેહ—બેહેડાંનાં ફળ અથવા તેની છાલ તેને બકરીના ૧૦ શેર દુધમાં બાફી અને તેનું ચાટણ બનાવવું તે સાથે બમણું મધ મેળવવું. માત્રા તો ૧ થી ૨, ખાંસી, શ્વાસ તથા કફ મટે છે. (વૈ. સા.સં)

વાસાવલેહ—અરડુસી તો. ૪૦૦, તથા પાણી તો. ૩૨૦૦, મેળવી તેને ઉકાળવું. ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે તેમાં હરડેનું ચુર્ણ તો. ૨૫૬ નાખી ફરીથી ઘાટુ થાય ત્યાં સુધી પકવવું પછી ઉતારી મધ તો. ૩૨, વાસકપુર તો. ૮, પીપર તો. ૨, ચાતુર્જાત તો. ૪, મેળવી માટીના વાસણમાં ભરી રાખવું. માત્રા તો ૧ થી ૪, શ્વાસ, કાસ, ક્ષય, રકતપીત; કફ, હૃદયરોગ, વિદ્રધિ, અને ઉરઃક્ષત લોહીની ઉલટી બંધ કરે છે. (નિ. ૨.)

વાસાવલેહ દવે ફાર્મસીમાં તૈયાર છે. રતલ ૧ ની કીં રૂ· ૨–૮–૦

**સુરણાવલેહ**—કુશ્માંડાવલેહની ક્રિયા પ્રમાણેજ સુરણનો અવલેહ તૈયાર કરીને ખાવાથી અર્શ મુઢવાત અને મંદાગ્નિ મટે છે. (ભુરા કોળાને બદલે સુરણ વાપરવું. બીજાં ઔષધ કુષ્માંડાવલેહ મુજબ (શા.સં.)

**હરીતક્યાવલેહ**—જવ તો. ૨૫૬, દશમુળ તો. ૮૦, હરડે, નંગ ૧૦૦, ચિત્રકમુળ, પીપરીમુળ, અઘેડો, કચોરાં, કૌચાં, શંખાવળી, ભારંગમુળ, ગજપીપર, ચીકણામુળ, પૂષ્કરમુળ અથવા કઠ એ દરેક તો. ૮ સવેને આઠગણા પાણીમા ઉકાળવાં અને ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું, પછી હરડે બફાઇ ગઇ હોય તેને કાઢી લઇ કપડાવતી છણી તેનો માવો કાઢવો. પછી ઉકાળાના પાણીને ફરી ચુલે ચડાવી તેમાં ગોળ શેર ૧૦, ઘી તો. ૩૨ અને હરડેનો કાઢેલો માવો નાંખી પાક તૈયાર કરવો, ધાટો ચાટવા જેવો પાક થાય ત્યારે ચુલેથા ઉતારો ઠંડો થયા પછી મદ તો. ૧૬, તથા પીંપરનું ચુર્ણ તો. ૧૬, નાંખવું. માત્રા તો. ૧ થી ૪,ક્ષય, ખાંસી, તાવ, દમ, હેડકી, હરસ, અરૂચી, પીનસરોગ, સંગ્રહણી વિગેરે મટે છે, આ અવલેહ અગત્સ્ય મુનીએ કહેલો છે. (નિ. ૨.)

અમારી પાસે આ અવલેહ તૈયાર છે. રતલ ૧ ની કીં રૂ ૨-૮

---

# પ્રકરણ ૯ મું

## આસવો

ઘણા વખત સુધી પ્રવાહી પદાર્થોની અંદર રહેલાં ઔષધોને આથવામાં આવે છે ત્યારે તેને આસવ કહે છે.

અહીફેનાસવ—મહુડાનો દારૂ તો. ૪૦૦, અફીણ તો. ૬૪૦ મોથ, જાયફળ, ઇંદ્રજવ, એલચી દરેક તો ૪, સર્વને ખાંડીને એક સારા માટીના વાસણમાં સર્વેને ભરી એક માસ સુધી રાખી મુકવાં. માત્રા ટીપાં ૫ થી ૧૦, અતિસાર, કોલેરા, સંગ્રહણી વિગેરે દરદો મટે છે.

ઉશીરાસવ—વાળો, નેત્રવાળો, રાતાં કમળ, કાળાં કમળ, ઘઉલા, પદ્મકાષ્ટ, લોદર, મજીઠ, ધમાસો, કાળીપાટ, કરીયાતુ, કડુ વડની છાલ, ઉંબરાની છાલ, કચોરો, પીત્તપાપડો, સફેદકમળ, પટોળ, કાંચનારની છાલ, જાંબુની છાલ, શીમળાની છાલ તો. ૪ નું ચુર્ણ, દ્રાક્ષ તો ૮૦, ધાવડીનાં ફુલ તો. ૬૪. પાણી તો. ૨૦૪૮ સાકર તો. ૪૦૦, મધ તો. ૪૦૦ એ સર્વને એક માટલીમાં ભરી તેનું મોં કપડમાટીથી બંધ કરી એક માસ સુધી રાખી મુકવું. પછી ગાળીને ઉપયોગમાં લેવું. માત્રા તો ૧ થી ૪. રકતપીત, પાંડુ કુષ્ટ-રોગ. પ્રમેહ, અર્શ, કૃમી, શોથ અને લોહીવિકારને મટાડે છે. (શા.સં.)

આ દવા દવે ફાર્મસીમાંથી મળશે. રતલ ૧ ની કીં રૂ ૩—૦.

કનકાસવ—ધંતુરાનાં પંચાંગ તો ૧૬. અરડુશીના મુળની છાલ, જેઠીમધ, પીંપર, ભોરીંગણી, કેસર, સુંઠ, ભારંગી, તાલીસપત્ર

એ સર્વે મળી તો. ૮૦, પાણી તો. ૨૦૪૦. સાકર તો. ૪૦૦, મધ તો, ૨૦૦ એ સર્વને એકત્ર કરી માટીના વાસણમાં નાંખી મોં બંધ કરી ૧ માસ રાખી મુકવું પછી ગાળી ઉપયોગમાં લેવું માત્રા તો. ૧ થી ૨, સર્વ પ્રકારના શ્વાસ, ખાંસી, ક્ષય, ઉરઃક્ષય, જીર્ણજ્વર રક્તપીત વગેરે મટાડે છે.(ભૈ ૨)

કર્પુરાસવ—મહુડાનો દારૂ તે ન હોય તો સરકો તો. ૪૦૦ કપુર તો. ૩૨, એલચી, તજ,સુંઠ, અજમોદ, મરી, દરેક તો. ૪ લઇ સર્વ ખાંડી ૧ માસ સુધી રીઢા વાસણમાં નાંખી કપડમાટી કરી નાખી મુકવું, પછી ગાળી ઉપયોગમાં લેવુ. માત્રા ટીપ. ૧૦ થી ૨૦, કોલેરા, ચુંક, અને અજીર્ણના સર્વ વિકારો મટે છે. (ભ. ર.)

આ આસવ તૈયાર છે. રતલ ૧ ની કીં રૂ. ૪.

કુમારીઆસવ—કુંવારના લફરાંનોરસ (ગરભ) તો. ૧૦૨૪. ગોળ તો, ૪૦૮, હરડે તો ૧૦૦, પાણી તો. ૧૦૨૪ એ સર્વને ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવુ, તેમાં મદ તો. ૨૫૬, ધાવડીનાં ફુલ તો. ૬૪, જાયફળ, લવીંગ, મરચ-કંકાળ, ચણકબાબ, જટામાંસી ચવક ચિત્રક, કાકડાશીંગી; એલાં, પુષ્કરમુળ, એ દરેક તો, ૪ નું ચુર્ણ, તામ્ર ભસ્મ તો ૨, લોહભસ્મ તો. ૨; નાંખી માટીના રીઢા વાસણમા ભરી રાખી મોં બંધ કરી ૨૦ દિવસ જમીનમાં અગર અનાજના ઢગલામાં રાખવું, પછી ગાળી લઇ ઉપયોગમાં લેવું. માત્રા તો ૨ થી ૪, સ્ત્રીઓનો રક્તગુલ્મ, પાંચ પ્રકારની ખાંસી, શ્વાસ, ક્ષય, ઉદરરોગ, અર્શ, વાતવ્યાધિ, અપસ્માર, મંદાગ્નિ, કોઠાનું શુળ, ગુલ્મ અને બરોળ મટે છે (યો. ૨)

આ આસવ હવે ફાર્મસીમા તૈયાર મળશે. રતલ ૧ નો કીં રૂ ૨.

---

**ચવિકાસવ**—(ભૈ. ૨) ચવક શેર ૫, ચિત્રક શેર ૨॥, દીકામારી, પુશ્કરમુળ, વજ, પલાંશી, કચુરો, પટોળ, ત્રીફળા, અજમોદ, કડાછાલ, ઇન્દ્રવરણાનાં મૂળ, ધાણા, રાસ્ના, દંતીમુળ સર્વ એકેક શેર લેવું. વાવડીંગ, મોથ, મજીઠ, દેવદાર, સુંઠ, મરી, પીંપર દરેક અર્ધો અર્ધો શેર લઇ તેનું ચુર્ણ કરવું સર્વને આઠધણા (પાંચ મણ) પાણીમાં ઉકાળવું પછી તે પાણીનો ચોથો ભાગ બાકી રહે એટલે તેમાં ૭॥ શેર ગોળ નાંખવો. પછી તેમાં ૧ શેર ધાવડીનાં ફુલ, તજ, તમાલપત્ર, એલચી નાગકેસર, દરેક બબેભાર લવીંગ, સુંઠ, મરી, પીંપર, ચણકબાલા દરેક ચચાર ભારનું ચુર્ણ કરી તેમાં નાંખી પછી રીઢા વાસણમાં ભરી મોં બંધ કરી મહીના સુધી રાખી મુકવુ.

આ દવા ૦॥ થી ૧ તોલો પીવાથી ગુલ્મરોગ, પ્રમેહ, ક્ષય, ઉદરસ, પેટની ગાંઠ વધરાવળ મટે છે.

**દ્રાક્ષાસવ**--દ્રાક્ષ તો. ૪૦૦, પાણી તો. ૮૧૯૨, ઉકાળી ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે ગાળી લઇ ઠંડુ થયા પછી મધ તો. ૧૦૦, ખડીમાકર તો. ૧૦૦, ધાવડીનાં ફુલ તો. ૬૦. અને કંકોળ, લવીંગ, જાયફળ, મરી. તજ. એલચી, તમાલપત્ર, નાગકેસર, ચંવક ચિત્રક પીપરીમુળ, પીત્તપાપડો, દરેક તો. ૪ લઇ તેનું ચુર્ણ કરી મેળવી ઘીના રીઢા વાસણમાં સુખડ તથા કપુર વિગેરેનો લેપ દઇ તેમાં દ્રાક્ષાસવ નાંખીને તે વાસણ બે માસ સુધી તડકે રાખી મુકવું ત્યાર પછી ગાળી ઉપયોગમાં લેવો. માત્રા તો ૧ થી ૪ ખાંસી શ્વાસ, ઉરઃક્ષત, મંદાગ્નિ સંગ્રહણી, અર્શ. ગુલ્મ, ઉદરરોગ, કૃમી, કુષ્ટ રોગ, વ્રણ, નેત્ર તથા શિરોરોગ, જ્વર, આમ; અજીર્ણ પાંડુ વિગેરે મટે છે. (નિ. ૨.)

આ આસવ અમારી પાસે તૈયાર છે. રતલ ૧ ની કીં ૩ ૨.

---

**ધાત્ર્યાસવ**--પાકેલાં લીલા આંમળાં નગ ૨૦૦૦ તેનો રસ કહાડી તેમાં ૄ મધ, સાકર તો. ૨૦૦, પીંપરનું ચુર્ણ તો ૮ તે સર્વને ઘીના રીઢા માટીના વાસણમાં કે બરણીમાં રાખીને મોં બંધ કરીને તે વાસણ ધાનના ઢગલામાં આશરે ૧૬ દિવસ રાખવું. માત્રા તો. ૨ થી ૪, કમળો, પાંડુ, હૃદયરોગ, વાતરકત; વિષમજવર. શ્વાસ, અરૂચી મટે છે. (ચરક)

**પત્રાંગાસવ**—પતંગ, ખેરસાર, અરડુસી, શીમળાંના ફુલ, બળબીજ, બીલામાં, ધોળો ઉપલસરી, કાળી ઉપલસરી, તાજાં જાસુંદનાં ફુલ, આંબાની ગોટલી, દારૂહળદર, કરીયાતુ, પોશનાંડોડાં જીરૂ. રસવંતી, બીલોફળ, ભાંગરો, તજ, કેસર, લવીંગ, દરેક તોલા ૪ લઈ ચુર્ણ કરવું. દ્રાક્ષ તો ૮૦, મધ તો. ૨૦૦ એ સર્વને એકત્ર કરી એક માટલામાં ભરી એક માસ સુધી રાખી મુકવું. પછી ગાળી વાપરવુ. માત્રા તો. ૨ થા ૪ ઉગ્રપ્રદર, શ્વેતપ્રદર, રક્તપ્રદર, પીડાવાળો પ્રદર, જવર, પાંડુ, સોજા, મદાગ્નિ અને અરૂચી વિગેરે સ્ત્રીઓનાં દરદો મટે છે. (ભૈ–ર)

**પીપલ્યાસવ**—પીંપર, મરી, ચવક, હળદર, ચિત્રક, નાગરમોથ, વાવડીંગ, સોપારી, લોદર, કાળીપાટ, આંબળાં, ચણકબાબ, ચંદન, કુઠ, લવીંગ, તગર, જટામાંસી, તજ, એલચી, તમાલપત્ર, ઘઉંલા, નાગકેસર, આ બાવીસ ઔષધો દરેક તો. ૪ લઇ બારીક ચુર્ણ કરી પાણી તો. ૨૦૪૮ માં નાંખવું અને તેમાં ગોળ તો. ૧૨૦૦, મેળવવો. ધાવડીનાં ફુલ તો. ૪૦, દ્રાક્ષ તો. ૨૪૦ તે બન્નેને બારીક ખાંડી મેળવવા. પછી તે સર્વને એક માટીના વાસણમાં ભરી એક

---

માસ સુધી તડકે રાખી મુકવુ, પછી ગાળી ઉપયોગમાં લેવું, માત્રા તોલા ૨ થી ૪, ક્ષય, ગુલ્મ, ઉદરરોગ, કૃશતા, સંગ્રહણી, પાંડુ,અર્શ વિગેરેનો નાશ થાય છે. (શા.સ.)

**પુનર્નવાસવ**--(ગ. નિ.) સાટોડી ધોળી અને રાતી, કાળી પાટ, દંતીમુળ, ગળો, ચિત્રકમુળ, ભોંયરીંગણી, ત્રીફળા. તે બધાં આઠ આઠ તોલા લઇ તેને દશ ધણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ગાળી લઇ તેમાં જુનો ગોળ ૧૦ શેર, મદ ૫૬ તોલા નાંખવાં પછી તેમાં તજ, તમાલપત્ર, મરી, નાગકેસર, સુગંધી વાળો દરેક બબ્બે તોલા લઇ તેનું ચુર્ણ નાખી એક માટલામાં ભરી બે માસ સુધી રાખી મુકવું પછી ગાળી લઇ ઉપયોગ કરવો.

ા થી ૨ તોલા દિવસમાં ૨ વખત જમ્યા પછી લેવાથી હાથ, પેટ, પગ વિગેરે અંગોના સોજા મટે છે, દરદીની શકિત જાળવી ઘણો ગુણ કરે છે. પાંડુ, પીલાશ અને હૃદયરોગ મટે છે.

આ દવા દવે ફાર્મસીમા તૈયાર મળશે. રતલ ૧ ની કીં. રૂ ૨)

**લોહાસવ**--લોહભષ્મ, સુંઠ, મરી, પીપર, હરડે, બેઢાં, આંબળાં, અજમોદ; વાવડીંગ; મોથ, ચિત્રકમુળ, એ અગીઆર વસ્તુ દરેક તો. ૧૬, ધાવડીનાં ફુલ તો. ૮૦, આ બધાનુ ચુર્ણ મદ તો. ૨૫૬, ગોળ તોલા ૪૦૦, પાણી તોલા ૨૦૪૮, આ સર્વ વસ્તુને માટલામાં ભરીને ૧ માસ સુધી તડકે રાખી મુકવુ, પછી ગાળી વાપરવું. માત્રા તોલા ૨ થી ૪. મંદાગ્નિ, પાંડુ, સોજા,ગોળો, ઉદરરોગ, અર્શ, કુષ્ટરોગ, બરોળ, ચેળ, ખાંસી, દમ, ભગંદર અરૂચી, સંગ્રહણી અને હૃદયરોગ મટે છે. (શા.સં)

આ આસવ દવે ફાર્મસીમાં તૈયાર છે. રતલની કીં. રૂ. ૨-૮.

**વાસાસવ**—અરડુશીનાં તાજાં પાન તોલા ૨૦૦ તેને જરા ખાંડી તેને પાણી શેર ૪૦ ની અંદર ઉકાળી ચતુર્થાંશ બાકી રહે ત્યારે તેને ગાળી લઇ તેમાં શેર ૧૦ ગોળ, ધાવડીનાં ફુલ તોલા ૩૪; તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, ચણકબાબ; મરી, વાળો એ દરેક તોલા ૪ લઇ ચુર્ણ કરી મેળવી એક માટીના પાત્રમાં ભરી મોં બંધ કરી એક માસ સુધી રાખી મુકવું. પછી ગાળી કામમાં લેવું. માત્રા તોલા ૧ થી ૪, ઉદરસ, ક્ષય, ઉરઃક્ષત, જીર્ણજ્વર મટે છે, વિશેષે કરીસોજા અનેઉદરસ, લોહીની ઉદરસમાં સારો ફાયદો થાય છે. (નિ. ર.)

આ આસવ દવે ફાર્મસીમાં તૈયાર છે. રતલની કીં. રૂ ૨–૦

**સારિવાદ્યાસવ**—( ભૈ. ર. ) સારિવા. (અનતમુળ) નાગરમોથ; લોધર, વડની મુળી, પીપરની છાલ, કચુરો, ધમાસો. પદ્મક, કાળો વાળો, કાળીપાટ, આંબળા, ગળો, સુગંધીવાળો, રતાંજળી, સુખટ, અજમો, કડુ, તમાલપત્ર. એલચી, ઉપલેટ, દારૂડી, હરડે દરેક સોળ સોળ તોલા લઇ તેનું ચુર્ણ કરી બે ઘડા પાણીમાં ઉકાળવુ. તેમાં ૦ાા મણ ગોળ ભેળવી પછી તેમાં ૧ શેર ધાવડીનાં ફુલ, દ્રાક્ષ ૬ શેર નાંખી વાસણ બંધ કરી એક માસ મોં ઢાંકી રાખી મુકવું. પછી ગાળી ઉપયોગ કરવો.

આ દવામાંથી ૦ાા થી ૧ તોલો દવા; દિવસમાં ૩ વખત પાણી સાથે લેવાથી પ્રમેહ મટે છે. ઉપદંશ મટે છે, પત, વાતરક્ત, ભગંદર મટે છે, લોહી સુધરશે. ગરમી મટી જાય છે.

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. રતલ ૧ ની કીં. રૂ.૩)

---

# પ્રકરણ ૧૦ મું

## અરીષ્ટ.

ક્વાથ કરીને તે ક્વાથના પ્રવાહીમાં નાંખેલાં ઔષધોનો જે ઉભરો આવવો તેનું નામ અરીષ્ટ જાણવું તેની માત્રા ૨ રૂપીઆ ભાર સુધી.

**અમૃતારિષ્ટ**—(ભૈ. ૨.) ગગો ૧૦ શેર, દશમુળ ૧૦, શેર બંનેનું ચુર્ણ કરી ૨॥ મણ પાણીમાં ઉકાળવું, ચોથો ભાગ બાકી રહે એટલે તેમાં ૦॥। મણ ગોળ; જીરૂ ૬૪ તોલા, ખડસલીગો પીતપાપડો ૮ તોલા સાતવણ, સુંઠ, મરી, પીંપર, મોથ; નાગકેસર; કડુ; અતિવિષ, ઇન્દ્ર-જવ દરેક ચચાર તોલા લઇ ખાંડીને તેનું ચુર્ણ, ધાવડીનાં ફુલ ૦॥ શેર તેમાં નાંખી રીઢા માટીના વાસણમાં ભરી બે માસ સુધી રાખી મુકવું પછી ગાળી લઇ ઉપયોગ કરવો.

આ દવા ૦॥ થી ૧ તોલો દિવસમાં બે ત્રણ વખત પીવાથી જુનો તાવ, તાવ પછીની અશક્તિ મટે છે. તમામ જાતના તાવ મ-ટાડી શક્તિ આપે છે.

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. રતલ ૧ ની કીં.રૂ ૩.

**અશોકારિષ્ટ**--આસોપાલવની છાલ તોલા ૪૦૦; પાણી તોલા ૪૦૯૬ માં પકાવવી. ચતુર્થાંશ બાકી રહે ત્યારે પાણી ગાળી લઇ તેમાં ગોળ તોલા ૪૦૦, ધાવડીનાં ફુલ તોલા ૪૬ શાહજીરૂ, મોથ, સુંઠ, દારૂહળદર, કમળ, ત્રિફળાં, આંબાની ગોટલી, જીરૂ, અરડુસીની છાલ, સુખડ એ સર્વ વસ્તુ દરેક તોલા ૪ નું ચુર્ણ કરી મેળવવું,

પછી તે બધી ચીજો એક માટલામાં ભરી કપડમાટી કરી એક માસ રાખી મુકવું. પછી ગાળી ઉપયોગમાં લેવું. માત્રા તોલા ૧ થી ૩, પ્રદર શ્વેતપ્રદર, જ્વર, રક્તપીત્ત. અર્શ. મંદાગ્નિ,અરૂચી, પ્રમેહ, સોજા વિગેરે સ્ત્રીઓના તમામ રોગોને મટાડે છે. (ભૈ. ર.)

આ આસવ દવે ફાર્મસીમાં તૈયાર છે. રતલની કીં. રૂ. ૨).

**અભયારિષ્ટ**—હરડે તોલા ૪૦૦, દ્રાક્ષ તોલા ૨૦૦, વાવડીંગ તોલા ૪૦ મહુડાનાં ફુલ તોલા ૪૦, પાણી તો. ૪૦૯૬ માં ઉકાળી ચતુર્થાંશ બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થયા પછી તેમા ગોળ તો. ૪૦૦. ગોખરૂ, નસોતર, ધાણા, ધાવડીનાં ફુલ, ઇંદ્રવારૂણી, ચવક, વરીયારી, સુંઠ, દાંતીમુળ, મોચરસ દરેક તોલા ૮ લઇ ચુર્ણ કરી નાંખવું. પછી માટીના ચીઢા વાસણમાં ભરી તેનું મોં કપડમાટીથી બંધ કરી એક મહીના સુધી તડકે રાખવું. પછી તેને ગાળી કાઢી વાપરવું. માત્રા દરદીની શક્તિ પ્રમાણે. અર્શ, ઉદરરોગ, સંગ્રહણી પાંડુ, હૃદયરોગ, પ્લીહા. ગુલ્મ અને સોજા મટાડે છે, (ભૈ. ર)

**અશ્વગંધારિષ્ટ**—આસંધ તોલા ૨૦૦, ધોળીમૂસળી તોલા ૮૦; મજીઠ, હરડે, હરદળ, દારૂહરતર, જેઠીમદ, રાસ્ના. વિદારીકંદ, અર્જુન સાદડ, મોથ, નસોતર એ સર્વે દરેક તો. ૪૦, ધોળી ઉપલસરી. કાળી ઉપલસરી, સુખડ, રતાંજલી, વજ, ચિત્રકમુળ, એ દરેક તોલા ૩૨ તે બધાનો કવાથ કરી પાણી તો. ૮૧૯૨ માં ઉકાળવાં. પછી અષ્ટમાંશ તોલા ૧૦૨૪ બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થાય ત્યારે તેમાં ધાવડીનાં ફુલ તો ૬૪, મદ તો. ૮૦૦, ત્રિકટુ તોલા ૮, ત્રિજાતક તો. ૧૬, ધઉંલા તો. ૧૬; નાગકેસર તોલા ૮ નાંખી માટલામાં ભરી કપડમાટી કરી બે માસ સુધી રાખી મુકવો માત્રા

તોલા ૨. મુર્છા અપસ્માર (વાઇ) શોષ; દાહ; ઉન્માદ; કૃષતા, બધી જાતના અર્શ; મંદાગ્નિ, વાતવ્યાધિ વિગેરે મટે છે. (ભૈ-૨.)
આ આસવ દવે ફાર્મસીમાં તૈયાર છે. રતલ ૧ ની કીં રૂ. ૨-૮-૦

એલાદ્યારિષ્ટ--એલચી (મોટી) તોલા ૨૦૦, અરડુસીનીછાલ તોલા ૮૦, મજીઠ; કડાની છાલ; દાંતીમુળ, હરદળ; દારૂહરદળ, રાસ્ના વાળો; જેઠીમદ; સરસડો; ખેરસાર, અર્જુનવૃક્ષની છાલ; કરીયાતુ લીંબડો; કઠ; ચિત્રક; વરીયાળી; દરેક તો. ૪૦ લઇ ઉકાળો કરી પાણી તોલા ૮૧૯૨ નાંખી ઉકાળવો; પાણી તોલા ૧૦૨૪ બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થયા પછી ધાવડીનાં ફુલ તો. ૬૪; મદ તો. ૬૦૦; ચાતુર્જાત, ત્રિકટુ ચંદન; રતાંજલી; જટામાંસી મોરવેલ; મોથ; દગડફુલ; કાળી ઉપલસરી; દરેક તોલા ૪ નાંખી માટલામાં ભરી કપડમાટી કરી એક માસ રાખી મુકવો. •માત્ર તો. ૨ થી ૪ રતવા; મસુરીકા; અછબડા; ઓરી; શીળસ; વિસ્ફોટક અને વિષમજ્વર મટે છે. (ભ-૨)

કુટજારિષ્ટ—કડાની છાલ તોલા ૪૦૦, દ્રાક્ષ તોલા ૨૦૦, મહુડાં તોલા ૪૦, શીવણનાં ફળ તો. ૪૦, એ બધાંને ૪૦૯૬ તોલા પાણીમાં ઉકાળવાં. ચતુર્થાંશ (૧૦૨૪ તોલા) બાકી રહે ત્યારે પાણી ગાળી લઇ તેમાં ધાવડીનાં ફુલ તોલા ૮૦, ગોળ તો ૪૦૦ નાંખી એક માટીના વાસણમાં ભરી મોં બંધ કરીને એક માસ સુધી રાખી ગાળી ઉપયોગમાં લેવું. માત્રા તોલા ૧ થી ૪. સર્વ પ્રકારના જ્વર, અગ્નિમાંધ સંગ્રહણી, રકતાતિસાર મટે છે. (શા)

કુટજારિસ્ટ દવે ફાર્મસીમાં તૈયાર છે. રતલ ૧ ની કીં રૂ ૨-૮

ખદિરારિષ્ટ—ખેરની છાલ શેર ૫, દેવદાર શેર ૫, બાવચીનાં બી તો. ૪૮, દારૂહળદળ શેર ૨. હરડાં, બેઢાં અને આંમળાં ત્રણે મળીને શેર ૨. સર્વને લઇ અધકચરાં કચરી પાણી શેર ૨૫ ની અંદર ઉકાળી આઠમો ભાગ પાણી બાકી રહે, ત્યારે ઉતારી થોડીવાર પછી તેમાં મદ શેર ૨૦, સાકર શેર ૧૦, ધાવડીનાં ફુલ શેર ૩, ચણકબાબ, નાગકેસર, જાયફળ, લવીંગ, એલીચી, તજ અને તમાલપત્ર એ સાતે ઔષધો એ દરેક ચાર ચાર તોલા અને લીંડીપીંપર તોલા ૧૬ લઇ પછી તે સર્વ (મદ સિવાય) ને વાટી બારીક ચુર્ણ કરવું. એ ચુર્ણ અને મદ સાથે ઉકાળામાં નાંખી તે સર્વ ઔષધો મિશ્ર કરી ઘીના રીઢા માટલામાં નાંખી તેનું મોંઢુ કપડછન્દથી એક માસ સુધી તડકાની અંદર રાખવી; એ રીતે એક માસ પછી આ-ખદિરારિષ્ટ પીવાથી મહાકુષ્ટ, હૃદયરોગ, પાંડુરોગ, અર્બુદરોગ, ગુલ્મ, ગ્રંથી, કૃમિરોગ, કાસ, શ્વાસ, પ્લીહા, ઉદરરોગ તથા સર્વે કુષ્ટોમટે છે.

દશમુલારિષ્ટ—દશમુળ દરેક તોલા ૨૦, ચિત્રકમુળ તોલા ૧૦૦, પુષ્કરમુળ તોલા ૧૦૦, લોદર તોલા ૮૦, ગળો તોલા ૮૦, આંમળાં તોલા ૪, ધમાસો તોલા ૪૮, ખેરની છાલ તોલા ૩૨, બીબલાની છાલ તોલા ૩૨, હરડેદળ તોલા ૩૨, તથા કઠ, મજીઠ, દેવદાર, વાવડીંગ, જેઠીમદ, ભારંગી, કાકું, બેઢાં, સાટોડીનાં મુળ, ચવક, જટામાંસી, ધઉંલા, ઉપલસરી, શાહજીરૂ. નસોતર, રેણુંકબીજ (નગોડનાં બી) રાસ્ના. પીંપર, સોપારી, સડકચુરો, હળદર, વરીયાળી, પદ્મક, નાગકેસર, મોથ, ઇંદ્રજવ, કાકડાર્શીંગી, જીવક, તથા રૂષભક, અભાવે વિદારીકંદ, મેદા, મહામેદાના અભાવે સતાવરી, કાકોલી ક્ષીર કાકોલીના અભાવે આસંધ, રૂદ્ધિવૃદ્ધિના અભાવે વારાહીકંદ,

---

એ દરેક તોલા ૮ લઇ ખાંડી સર્વેથી આઠ ગણા પાણીમાં ઉકાળવું. પછી ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લઇ માટલામાં ભરવું ને પછી દ્રાક્ષ તોલા ૨૫૬ લઇ તેનાથી ચાર ગણા પાણીમાં ઉકાળવી; ત્રણ ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થયા પછી તેને ઉપરના માટલામાં કવાથ ભેગુ નાંખવું; પછી તેમા મધ તોલા ૧૨૮, ગોળ તોલા ૧૬૦૦ ભેળવવાં ને ધાવડીનાં ફુલ તોલા ૧૨૦, અને કંકોલ, વાળો, મુખડ, જાયફળ, લવીંગ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, પીંપર એ દરેક તોલા ૮ લઇ તેનું ચુર્ણ કરી માટલામાં ઉકાળા ભેગું નાંખવું તથા કસ્તુરી પણ ચાર માસા (૧ શાણ) નાંખી તે માટલાને કપડમાટી કરી જમીનમાં દાટી રાખવું, પછી સારો રસ થયો જણાય એટલે બહાર કાઢી તેમાં નિર્મળીનાં બીજનું બારીક ચુર્ણ થોડું નાખવું, જેથી રસ નિર્મળ થાય છે. માત્રા તોલા ૧ થી ૨ાા. સંગ્રહણી, અરૂચી, શ્વાસ, ઉરરસ, ગુલ્મ, ભગંદર, વાતરોગ, ક્ષય, ઉલટી, પાંડુ, કમળો, ચામડીનાં દરદો, અર્શ પ્રમેહ, અગ્નિમાંદ્ય, ઉદરરોગ, શર્કરા (પેશાબમા ખડી જેવા ઘોળો) પદાર્થ જવો તે) ઉનવા, ધાતુક્ષય વિગેરે દરદો મટે છે. સ્ત્રીના વંધ્યાદોષને મટાડે છે. દુર્બળ માણસોને શસક્ત બનાવે છે. અને શરીરમાં વિર્ય તથા બળની વૃદ્ધિ કરે છે. (શા. સ.)

દ્રાક્ષારિષ્ટ--દ્રાખ તોલા ૨૦૦, પાણી તોલા ૨૦૪૮માં ઉકાળી ચતુર્થાંશ બાકી રહે ત્યારે ગાળી ઠંડુ થયા પછી તેમા ગોળ તોલા ૮૦૦; તજ; તમાલપત્ર; એલચી; નાગકેસર; ધાવડીના; મરી; પીંપર; વાવડીંગ; દરેક તોલા ૪ નું ચુર્ણ નાંખી એ બધાંને હલાવી એક માટીના વાસણમાં ભરી મોં બંધ કરી એક માસ પર્યંત રાખવું.

પછી ગાળીને ઉપયોગમાં લેવું. માત્રા તોલા ૧ થી ૪, ઉરઃક્ષત, ક્ષય, ખાંસી, શ્વાસ અને બીજા કંઠના રોગમાં ફાયદો થાયછે.(શા.સં.)

તૈયાર દાક્ષારિષ્ટ દવે ફાર્મસીમાં મળશે તેની કીંમત રૂ. ૨.

દેવદાર્વારિષ્ટ—દેવદાર શેર ૫, અરડુશી તોલા ૮૦, મજીઠ, ઈંદ્રજવ, નેપાળનાં મુળ; તગર; હળદર; દારૂહળદર, રાસ્ના; વાવડીંગ; નાગરમોથ; સરસડાની અંતરછાલ; ખેરની છાલ; અર્જુન વૃક્ષ—સાદડની છાલ; એ બારે ઔષધો દશ દશ પલ; અજમો; કડાછાલ; રતાંજળી; ગળો; કડુ અને ચિત્રો એ છએ ઔષધો આઠ આઠ પલ; એ રીતે એ છએ ઔષધોને લઇ તેમને અધકચરાં કરી ૨૫ શેર પાણીની અંદર ઉકાળી આઠ ભાગ બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા એક દ્રોણ પ્રવાહી પદાર્થની અંદર આવેલા ઉભરો ઉતરી જઇને તે ટાઢો થાય ત્યારે તેની અંદર ધાવડીનાં ફુલ તોલા ૧૪, મદ શેર ૩૦, સુંઠ, મરી, પીંપર એ ત્રણે ઔષધો મળીને તોલા ૮, તજ, તમાલપત્ર અને એલચી એ ત્રણે મળીને તોલા ૧૬, ધઉંલા તોલા ૧૬, અને નાગકેસર તોલા ૮ લઇ પછી એ દશે ઔષધોમાંથી મદને જુદું કાઢી લઇને બાકીનાં નવ ઔષધોનું બારીક ચુર્ણ કરવું. એ ચુર્ણ મદ સાથે નાંખી તે સર્વ ઔષધોને મિશ્ર કરી ઘીના રીઢા માટલામાં નાંખી તેનું મોં કપડછન્દથી બંધ કરી તે દવાને એક માસ સુધી તેની અંદર રાખવી. એ રીતે એક માસ પછી આ દેવદાર્વારિષ્ટ પીવાથી ગમે તેવા પ્રમેહ, વાતરોગ, ગ્રહણી, અર્શ મુત્રકચ્છ, કન્ડુ અને કુષ્ટ મટે છે.

બબુલારિષ્ટ—બાવળની અંતરછાલ શેર ૨૦, લાવી અદકચરી કરી ચાર દ્રોણ પાણીની અંદર ઉકાળી એક દ્રોણ પાણી બાકી

રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવી. આ ગાળી લીધેલો કાઢો ટાઢો થાય ત્યાર પછી તેની અંદર ગોળ શેર ૩૦, ધાવડીનાં ફુલ તોલા ૬૪, લીંડીપીંપર તો. ૮, જાયફળ, ચકુકબાબ, એલચી, તજ, તમાલપત્ર, નાગકેસર, લવીંગ, અને મરી એ આઠે ઔષધો ચાર તોલા લઈ પછી એ અગીઆર ઔષધોમાંથી ગોળને જુદો કાઢી લઇને, બાકીના દશે ઔષધોનું બારીક ચૂર્ણ કરવું. એ ચૂર્ણ ગોળ સાથે નાંખીને તે સર્વ ઔષધોને મિશ્ર કરી, માટલામાં નાંખી તેનું કપડછન્દથી મોં બંધ કરી તે દવાને એક માસ સુધી રાખી મુકી પછી ઉપયોગમાં લેવી. એ રીતે તૈયાર કરેલો આ બબુલારિષ્ટ, ક્ષય, કુષ્ટ, અતિસાર, પ્રમેહ, શ્વાસ, અને કાસ મટાડે છે. (શા. સં.)

રોહિતકારિષ્ટ—રગતરોહીડાની અંતરછાલ શેર ૧૦ લઇ, અધ-કચરી કરીને તેને ૧૨॥ શેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારીને ગાળી લેવી, એ ગાળી લીધેલા પાણીની અંદર ગોળ તો. ૮૦૦, ધાવડીનાં ફુલ તો. ૬૪, લીંડીપીંપર, પીંપરીમુળના ગંઠોડા, ચવક, ચિત્રો; સુંઠ; તજ, તમાલપત્ર; એલચી; હરડાં; બેહડાં અને આંબળાં એ અગીઆરે ઔષધો ચાર ચાર તોલા લઇ તેમાંથી ગોળ જુદો કાઢી બાકીનાં બારે ઔષધોનું બારીક ચુર્ણ કરવું એ ચુર્ણ ગોળ સાથે નાંખી તે સર્વ ઔષધોને મિશ્ર કરી; માટલામાં નાંખી તેનું મોઢું કપડછન્દથી બધ કરી તે દવાને એક માસ સુધી રાખવી. પછી ઉપયોગમાં લેવાથી હર્ષ; સંગ્રહણી; પાંડુ, હૃદરોગ; પ્લીહા; ગુલ્મ, ઉદરરોગ; કુષ્ટ અને શોફ તથા અરૂચી મટે છે (શા. સ.)

વિડંગારિષ્ટ—વાવડીંગ; પીંપરીમુળના ગંઠોડા; રાસ્ના; કડા-છાલ; ઇંદ્રજવ; કાળીપાટ; એલવાલુક નામે સુગન્ધી પદાર્થ અને

આંબળાં; એ આઠે ઔષધો પાંચ પાંચ પલ લઇ તેમને અધકચરાં કરી, આઠ દ્રોણુ પાણીની અંદર ઉકાળવાં અને એક દ્રોણુ પાણી બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. એ ગાળી લીધેલા એક દ્રોણુ પ્રવાહી પદાર્થની અંદર આવેલો ઉભરો ઉતરીને ટાઢો થાય ત્યારે તેની અંદર મધ તોલા ૧૨૦૦ નાંખવું; પછી ધાવડીનાં ફુલ ૨૦ પલ; તજ; તમાલપત્ર; અને એલચી એ ત્રણે ઔષધો મળીને તોલા ૮, ધણીંલા, કાંચનાર; ચંપાકાડી; અને લોદર એ ત્રણે ઔષધો ચ્યાર તોલા, સુંઠ; મરી; અને લીન્ડીપીપર એ ત્રણે ઔષધો મળીને તોલા ૩૨ એ રીતે સર્વે ઔષધો લઇ તેનું ચુર્ણ કરી એ ચુર્ણને પણ ઉપરના પ્રવાહી પદાર્થોની સાથે મિશ્ર કરીને પછી તે સર્વે પદાર્થોને ઘીના રીઢા માટલાની અંદર નાંખી તેનું મોં કપડછંદથી બંધ કરી તે દવાને એક માસ સુધી તેની અંદર રાખવી તે પછી પીવાથી ઘણો વધેલો વિદ્રધિ; ઉરૂસ્તંભ; પથરી. પ્રમેહ, વાતરોગ. ભગન્દર; ગન્ડમાળા અને પક્ષાઘાત મટે છે. (શા. સં.)

---

## પ્રકરણ ૯ મું.

---

### ગુગળ.

---

આ દવાઓમાં ગુગળનો ભાગ વધુ આવે છે.

**કીશોર ગુગળ**—(શા-સં.) ( ગરમી મટાડનારી દવા ) હરડે, બહેડાં; આબળાં; અને ગળો એ ચારે ઔષધો એકેક પ્રસ્થ લઇ સર્વ ઔષધોને સારી પેઠે અધકચરાં કરી; લોઢાની કઢઇમાં ૧॥ દ્રોણુપાણી

નાંખી તેમાં ઉપરનાં ખાંડેલાં ઔષધો નાંખી તે ઔષધોનો ઉકાળો કરવો. અધું પાણી બળી જાય ત્યારે તે ઉકાળીને વસ્ત્રથી ગાળી લેવો; એ ગાળી લીધેલું પાણી પાછું કઢાઇમાં નાંખી તેમાં શુદ્ધ ગુગળ એક પ્રસ્થ નાખી તેનો ઉકાળો કરવો. અને ગુગળ બળી ન જાય માટે તબેથાથી હલાવ્યા કરવું. પાક સરખો ઘાડો થાય એટલે તેમાં હરડે; બ્હેડાં; આંમળાં ત્રણે ઔષધો અર્ધો અર્ધો પલ; ગળો ૧ પલ; સુંઠ, મરી; લીંન્ડીપીંપર અને વાવડીંગ ચારે એકેક કર્ષ એ સર્વ ઔષધોનું ચુર્ણ કરી તેને ઉપરના જાડા ઉકાળામાં નાંખવું. પછી તબેથાથી હલાવી સર્વ ઔષધોને મિશ્ર કરી તેમનો એક ગોળો બનાવીને ઘીના રીઢા વાસણમાં મુકવો પછી તેની ચણા પ્રમાણેની ગોળીઓ કરવી.

આ ગોળીમાંથી દરરોજ સવાર; બપોર અને સાંજે બબે ગોળી ઉનાપાણી, દુધ કે મહામંજીષ્ટાદિ ક્વાથ સાથે લેવાથી સર્વ પ્રકારના કુષ્ટો, કોઢ; ત્રિદોષ જન્ય વાતરક્ત, સર્વ પ્રકારના વ્રણો; ગુલ્મરોગ; પ્રમેહ પિટિકા; મેહ; ઉદરરોગ; મંદાગ્નિ; કાસ, વયસ્થુ અને પાંડુરોગ મટાડે છે. આ ગોળી નેત્રરોગ ઉપર વાસાદિ ક્વાથ સાથે લેવો. ગુલ્મરોગ ઉપર ખેરની છાલના ઉકાળા સાથે પીવો; આ ગોળી ખાનારે ખાટા, તીક્ષ્ણ; અને અજીર્ણ કરનારા પદાર્થોનો; સ્ત્રી સંગનો; શ્રમનો; તડકામાં ફરવાનો; મદ્યપીવાનો અને રોષનો ત્યાગ કરવો.

(આ ગુગળ ઉંચા પ્રકારનો-ઉત્તમ ગુણકારી અમારી પાસે તૈયાર મળશે. ૧૦ તોલાની કીંમત રૂ. ૩)

કાંચનાર ગુગળ—(શા- સં) ( કંઠમાળની દવા ) કાંચનાર (ચમ્પાકાઠીના ઝાડની છાલ) દશપલ, હરડે, બ્હેડાં. અને આંબળાં. ત્રણે છ પલ, શુંઠ, મરી, પીંપર, ત્રણે ત્રણ પલ, વરણો ૧ પલ, એલચી, તજ, તમાલપત્ર ત્રણે ઔષધો એકેક કર્ષ, એ સર્વે ઔષધો એકઠાં કરી તેમનું ચુર્ણ કરવું. પછી આ ચુર્ણ જેટલો જ શોધેલો ભેંસો ગુગળ લઈ ઉપરના ચુર્ણની સાથે ભેળવી તે સર્વને ઘુંટી એક ગોળો કરી પછી તેની ચણીબોર જેવડી ગોળીઓ વાળવી.

આ ગોળીમાંથી દુધ સાથે દિવસમાં ત્રણ વખત બબે ગોળી ખાવાથી ભયંકર ગંડમાલા, કંઠમાળ, અપચી, અર્બુદ, ગ્રંથી, વ્રણ, ગુલ્મ, કુસ્ટ અને ભગન્દર રોગ મટી જાય છે આ ગોળી ગોરખ મુન્ડીના કવાથ સાથે કે ખેરસારના કવાથ સાથે અથવા ઉના પાણી સાથે લેવી.

આ ગોળીઓ તાજી; ઉત્તમ ગુણકારી, અમારી પાસે તૈયાર છે. તો ૧૦ ના કીં રૂ. ૩

ગોક્ષુરાદિગુગળ—(શા-સં) (પ્રમેહની દવા) ગોખરૂ ૨૮ પલ, લાવી તેને અધકચરાં કચરી, તેનાથી ૬ ઘણું પાણી તેમાં રેડી તેનો ઉકાળો કરવો; આ ઉકાળાનું અર્ધુ પાણી બળી જાય ત્યારે તે ઉકાળાને ગળી લઇ તેમાં શુદ્ધ કરેલો ગુગળ સાત પલ નાંખી પછી જાડો; કાઢો કરવો. તે વખતે તવેથાથી હલાવ્યા કરવું કે ગુગળ બળી ન જાય. પછી જાડો થયે તેમાં સુંઠ; મરી; પીંપર હરડે; બ્હેડાં; અને નાગરમોથ સાતે ઔષધો એકેક પલ લઇ તેમનું ચુર્ણ કરી તે ચુર્ણ ઉપરના જાડા કંઢામાં મેળવી એકત્ર કરી પછી ખલમાં ઘુંટી તેની ચણીબાર જેવડી ગોળીઓ બનાવવી.

આ ગોળીમાંથી દિવસમાં ૩ વખત સવાર- બપોર અને સાંજે

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.**

બબ્બે ગોળી પાણી કે દુધ સાથે લેવાથી પ્રમેહ મુત્રકચ્છ; પ્રદર; મુત્રાઘાત; વાતરક્ત, વાતરોગ; શુક્રદોષ; અને અશ્મરી–પથરી રોગ મટે છે.

આ ગોળીઓ તાજી ઉત્તમ પ્રકારની અમારી પાસે તૈયાર મળશે. તો. ૧૦ ની કીં રૂ ૩–૦–૦

ત્રિફલા ગુગળ––(શા. સં) (ભગન્દરની દવા) હરડે; બ્હેડાં; આંબળાં અને લીંન્ડીપીંપર, ચારે ઔષધો એકેક પલ લઇ તેનું ચુર્ણ કરવું પછી તેમાં શુદ્ધ ગુગળ ૫ પલ લઇ તેને વાટી તેની અંદર ઉપરનું ચુર્ણ મિશ્ર કરી તેની ગોળીઓ કરવી. આ ગોળી દુધ કે પાણી સાથે દિવસમાં ત્રણ વખત બબ્બે ગોળી ખાવાથી ભગન્દર, ગુલ્મ, શોથ અને અર્શરોગ મટી જાય છે.

આ ગુગળ અમારી પાસે તૈયાર મળશે. તો. ૧૦ની કીં રૂ. ૩-૦-૦

લઘુ યોગરાજગુગળ—(શા-સં) (વાની દવા) સુંઠ, પીંપરી, મુળના ગંઠોડા, લીન્ડીપીંપર, ચવક, ચિત્રક, સેકેલીહીંગ, ખોડીઅજમોદ, સરષવ, જીરૂ, શાહજીરૂ, રેણુકબીજ, ઈંદ્રજવ, કાળીપાટ, વાવડીંગ, ગજપીંપર, કડુ, અતિવિષની કળી, ભારંગીની છાલ, ઘોડાવજ અને મોરવેલ એ ૨૦ ઔષધો એકેક શાણ, તથા હરડે, બ્હેડાં, આંમળાં, એ ત્રણ ઔષધો ચાલીસ શાણ લઈ સર્વનું ચુર્ણ કરવું. પછી તે ચુર્ણના જેટલો શુદ્ધ ભેંસો ગુગળ લઈ તેને ગોળના પાકના સરખો પાતળો કરી તેની અંદર ઉપરનાં બધાં આષધોનું ચુર્ણ નાંખીને ઘુંટી તેની ગોળીઓ વાળવી તે લઘુયોગરાજ ગુગળ છે. ગુણ મહાયોગરાજ પ્રમાણે છે.

(વાની દવા) આ ગુગળ અમારી પાસે તૈયાર મળશે. તોલા ૧૦ ની કીંમત રૂ. ૩.

**મહાયોગરાજ ગુગળ—** લઘુ યોગરાજ ગુગળ ઉપર પ્રમાણે બનાવી તેમાં બંગભસ્મ, રૌપ્યભસ્મ, નાગભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, મન્ડુરભસ્મ, અને રસસિન્દુર એ સાતે આપધો એક એક પલ નાંખી તેસર્વને ગુગળના પાકની સાથે મિશ્ર કરી તેની એકેક આણુની ગોળીઓ વાળવી.

આ યોગરાજગુગળ ત્રિદોષ મટાડનાર, અને રસાયન છે.આ ગોળી ખાનારને સર્વ ખાવા પીવાની છુટ છે.

આ ગોળી રોજ સવાર બપોર ને સાંજે બબે ગોળી મહારાશ્નાદિકવાથ સાથે ખાવાથી સવ પ્રકારના વાતરોગો, કુષ્ટો. અશ, ગ્રહિણી, પ્રમેહ, વાતરકત, નાભિશૂળ, ભગન્દર, ઉદાવર્ત, ક્ષય, ગુલ્મ, અપસ્માર, ઉરોગ્રહ, મદાગ્ન, શ્વાસ, કાસ અને અરૂચિ મટાડે છે. સ્ત્રીઓના રજોદોષ (દસ્તાન સંબંધી વ્યાધિ) ને મટાડે છે. પુરુષની ધાતુને શુદ્ધ કરીને વધારે છે. અને પ્રજા ઉત્પન્ન થાય તેવી બનાવે છે.

આ ગોળી વિવિધ પ્રકારના વાતરોગ ઉપર રાસ્નાદિ કવાથ સાથે લેવી પિત્તરોગ ઉપર કાકોલ્યાદિ શૃતમાં, કફરોગ ઉપર. આરગ્વધાદિ કવાથમાં, મેહરોગ ઉપર, દાર્વીશૃતમાં, પાંડુરોગ ઉપર ગોમુત્રમાં મેદ વૃદ્ધિ રોગઉપર, મદમાં, કુસ્ટરોગ ઉપર, નિમ્બશતમાં, વાતરકત ઉપર છિન્નાકવાથમાં, નેત્રરોગ ઉપર ત્રિફલા કવાથમાં લેવી. ઉદરરોગમાં પુનર્નવાદિ કવાથમાં લેવી.

આ ગુગળ વાતરોગ, સધિવા અને પક્ષાઘાત ઉપર સારૂ કામ કરે છે. [શા સં]

આ મહાયોગરાજ ગુગળ ઉત્તમ ગુણકારી, અનુભવ કરેલો, ખાત્રીવાળો સર્વોત્તમ અમારે ત્યાં તૈયાર મળશે. તો. ૧ ની કીં. રૂ. ૩)

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.**

**લોહગુગળ**—( ભા-પ્ર-રસાયનાધિકાર ) લોહભસ્મ તો. ૪, ગુગળ તો, ૧૨, ત્રિકટુ તો. ૨૦ ત્રીફળા તો. ૩૨, સર્વનું ચુર્ણ કરી ગુગળમાં મેળવી ગોળીઓ વાળવી. ૧ થી ૪ ગોળી દિવસમાં ૨ વખત લેવાથી પાંડુ, સ્ત્રીઓના પાંડુરોગ, સોજા, ગંડમાળ, ધાતુની નબળાઇ, હૃદયરોગ મટે છે.

આગુગળની ગોળીઓ તૈયાર અમારી પાસે મળશે તો.૧નીકીં૱.૦॥

**સિંહનાદ ગુગળ**—[ ભૈ.રત્નાવલી ] ગંધક ૮ તોલા, ત્રીફળાનો ઉકાળો ૭૨ તોલા, દીવેલ ૩૨ તોલા, ત્રીફળાના ઉકાળામાં ગંધકનું ચુર્ણ, દીવેલ અને ગુગળ ૨૪ તોલા નાંખી ઘટ્ટ થાય ત્યાં સુધી ઉકાળી ગોળીઓ વાળવી-૧ થી ૪ ગોળી દીવસમાં ૨ વખત પાણી સાથે લેવાથી શ્વાસ, ઉદરસ, આમવાત, વાત, પિત્ત અને કફ મટે છે.

આ ગુગળની ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે. તો. ૧ કીં૦॥

## પ્રકરણ ૧૦ મું

### ગુટીકા-ગોળીઓ

ચુર્ણને ગોળમાં, સાકરમાં, અથવા ગુગળમાં નાંખી ગોળીઓ કરવી. તેમ મદની અંદર પણ ગોળી થઇ શકે છે.

અગ્નિ ઉપર ગોળ, સાકર કે ગુગળને અવલેહ સરખું જાડુ ઉકાળી તેમાં ચુર્ણ નાખી ગોળીઓ થાય છે.

સાકરમાં ગોળી કરવી હોય તો ઔષધોના ચુર્ણથી ચોગણી સાકર લેવી, ગોળમાં ગોળી કરવી હોય તો બમણો ગોળ લેવો અને

ગુગળ કે મદમાં ગોળી કરવી હોય તો ઔષધોના ચુર્ણ જેટલો ગુગળ કે મદ લેવું.

આ પ્રકરણમાં કહેલી ગોળીઓ અનુભવસિદ્ધ શાસ્ત્રના ગ્રંથો-માંથી દોહન કરીને લખેલી છે. તે તમામ જાતની ગોળીઓ અમારી પાસે તૈયાર મળે છે.

**અશ્વગંધાદિ ગુટી**—ગુણ, ઉપયોગ અને બનાવટ માટે જુઓઃ-

અશ્વગંધાદિ ચુર્ણ—આ ટેબ્લેટસની ૧ થી ૪ ગોળી દુધ સાથે સવારસાંજ બે વખત લેવાથી ધાતુની નબળાઇ મટાડી શકિત આપેછે.

આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે. તો. ૧ની કીં રૂ।ા=

**અજમોદાદીગુટી**—આ દવાની બનાવટ માટે જુઓ.-

અજમોદાદિ ચુર્ણ—તેની ગોળીઓ બનાવાય છે. ૧ થી ૨ ગોળી દુધ કે પાણી સાથે આપવાથી બાળકોના ઝાડા, ઉલટી, અ-નિંદ્રા, અને વાયુ મટે છે. બાળાગોળી તરીકે સારૂં કામ કરે છે.

આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળે છે. તો ૧ ની કીં રૂ.૧)

**અભયાદિમોદક**—( સુખ જુલાબની ગોળી ) હરડે મરી; સુંઠ, વાવડીંગ, આંબળાં, લીંડીપીંપર, પીંપરીમુળના ગંઠોડા, તજ તમાલપત્ર, નાગરમોથ, દસે ઔષધો એકેક ભાગ, નેપાળાનાંમુળ બે ભાગ, નસોતર, આઠભાગ, સર્વ ઔષધોનું ચુર્ણ કરવું. પછી ચુર્ણની અંદર ૬ ભાગ સાકર નાંખી તે સર્વને મિશ્ર કરી તેની અંદર મદ નાંખી મરી જેટલી ગોળીઓ વાળવી.

આ ગોળી ૧ થી ૪ સવારમાં ખાઇ ઉપર ઠંડુ પાણી પીવું. એ ગોળી ખાધા પછી જ્યાં સુધી ગરમ પદાર્થ ખાવામાં ન આવે ત્યાં સુધી રેચ લાગ્યા કરે છે. આ જુલાબ લેનારે ચરી પાળ-વાની જરૂર નથી.

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.**

આ દવા ખાવાથી વિષમજ્વર, અગ્નિમાંદ્ય, પાંડુરોગ, કાસ, ભગંદર, દુર્નામ–અર્શરોગ, કુષ્ટ, ગુલ્મ; અર્શ, ગલગન્ડ; વ્રણ, ઉદર-રોગ, વિદાહ, પ્લીહા, મેહ, રાજ્યક્ષ્મા, નેત્રરોગ, વાતરોગ, આધ્મા-નવાત, મુત્રકચ્છરોગ; અશ્મરી રોગ, પડખું, વાંસો, છાતી, સાથળ, કેડ અને પેટની વાતપીડા એ સર્વ રોગ મટી જાય છે. આ દવા ઘણી ઉત્તમ છે. (શા-સં-)

આ ગોળીઓ અમારે ત્યાં તૈયાર મળશે. દવા ઘણી ઉત્તમ છે. ૧ ગોળી ખાવાથી બે સુખ જુલાબ થાય છે, અપચો અને કબ-જીઅત મટાડે છે. તોલા ૧૦ ની કીંમત રૂ. ૩)

**અમરસુંદરવટી**—સુંઠ, મરી, પીપર, હરડે, બ્હેઢાં, આંમળાં પીપરીમુળ, રેણુકબીજ, નગોડનાં બી, ચીત્રક, લોહભસ્મ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પારો, ગંધક, વછનાગ, વાવડીંગ, અકલગરો અને મોથ સરખે ભાગે લેઇ વસ્ત્રગાળ ચુર્ણ કરી તેથી બમણો ગોળ મેળવી તેની ચણોખડી જેટલી ગોળીઓ કરવી.

૧ થી ૨ ગોળી પાણી સાથે ખાવાથી અપસ્માર, સંન્નિપાત, દમ, ખાંસી, મુળવ્યાધિ અને ઉન્માદ તથા સર્વ વાતરોગ મટે છે.

(ની-૨) આ ગોળીઓ તાજી અમારી પાસે તૈયાર મળશે. તોલા ૧ ની કીં. રૂ. ૧

**અવિપત્તિકર ટીકડી**—( ધચરકાવિકાર ઉપર ) (ર. સા. સં. અમ્લપિત્તાધિકાર) ત્રિકટુ, ત્રીફળા, નાગરમોથ, વાવડીંગ, ઇલાયચી અને તમાલપત્ર દરેક એક એક ભાગ, તે સર્વ ચુર્ણથી બમણું નસોતરનું ચુર્ણ સર્વનું ચુર્ણ કરી તેમાં તે સર્વની બરાબર ઉત્તમ સાકર મે-ળવી એકત્ર મદમાં ઘુંટી ગોળીઓ વાળવી,

જમતા પહેલાં કે જમ્યા પછી ઘી અને મધ સાથે આ દવાની ૧ થી ૪ ગોળી ખાઇ ઉપર ટાઢું પાણી પીવાથી કે દુધ પીવાથી અમ્લપીત મટે છે. બંધકોશ મટે છે. મંદાગ્નિ મટે છે. બળ અને પુષ્ટિ થાય છે. શૂળ, અર્શ, પ્રમેહ, મુત્રાઘાત અને પથરી મટે છે. ઉલ્ટી, છાતીની બળતરા: ખાધું ન પચવું, ઘચરકાં વિકાર મટે છે.

આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે. ૩૫ ગોળીની કીં. ૧—૦—૦

**અમ્લપિત્તહર ટીકડી**—૨ થી ૪ ટીકડી પાણી સાથે લેવાથી અમ્લપિત્ત, ઉલ્ટી, ઘચરકાં, કબજીયત, છાતીની બળતરા અને અપચો મટેછે. આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે બા. ૧ ની કીં.રૂ. ૧)

**અસ્ટાંગ લવણ**—( ર. સા. સં ) કાળું મીઠું, જીરૂ: કોકમ, અમ્લવેતસ, તજ, ઇલાયચી, કાળાં મરી, એ સર્વ ઔષધો સરખે ભાગે લઇ તેમાં સાકર અને મધ અર્ધો અર્ધો ભાગ મેળવી ગોળીઓ વાળવી, ૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વખત સેવન કરવાથી કફ જનીત મદાત્યય રોગ મટે છે. અગ્નિ સદીપન થઇ રોગ મટે, અને લોહીની નળીયો સુધરે છે.

આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે ૦ા શેરની કીં. રૂ. ૧)

**આયુષ્યવર્ધની-અમૃતસાર ગુટિકા**-( ર. રત્નાકર ) હરડે, બ્હેઢાં, આંબળાં, ગળો, નાગરમોથ, વરધારો, વાવડીંગ અને વજ દરેકનું ચુર્ણ આઠ આઠ તોલા, મરી, પીંપર, પીંપરીમુળ, સુગંધીવાળો, ચીત્રકમુળ, તજ, ઇલાયચી. નાગકેસર દરેકનું ચુર્ણ ચાર ચાર તોલા અને સર્વથી બમણો ગોળ લેવો.

એ સર્વને ઘુંટી ગોળીઓ વાળવી. આ ગોળીઓમાંથી સવાર

સાંજ ૧ થી ૪ ગોળી રોજ ખાઇ ઉપર પાણી પીવાથી પ્રથમ મહિનામાં સર્વ પ્રકારના રોગ મટી જાય છે, બીજા મહીનામાં પુષ્ટિ વધે છે, ત્રીજા મહીનામાં સુવર્ણ સમાન કંતિ થાય છે, ચોથા મહિનામાં વિર્યની વૃદ્ધિ થાય છે, ૫ મા મહિનામાં મહા બુદ્ધિમાન થાય છે. ૬ ઠા મહીનામાં હાથીસમાન બળ આવે છે, સાતમા મહીનામાં ઘોડાના જેવા વેગ થાય છે, ૮ મા મહીનામાં મંત્ર સિદ્ધિ થાય છે, ૯ મા મહીનામાં સર્વજ્ઞ થાય છે, ૧૦ મા મહિને પવન વેગી ગતિ મળે છે, ૧૧ મે મહીને સોસગમી સ્ત્રીને જીતે છે, ૧૨ મા મહિને અગ્નિ સમાન તેજ વધે છે, અને એક વર્ષ પછી વલીપલિત રોગોથી રહિત દીર્ઘાયુ થાય છે. આ દવા રસાયન છે. પ્રથમ રેચ લઇ શરીર શુદ્ધ કરી દવા ખાવી. (રસેન્દ્ર રત્નાકર) ઉપરના ગુણો રસ રત્નાકર પુસ્તકમાં લખેલા છે. હરસમાં આ દવા ઉત્તમ છે, ઉદરસ અને જુનાં છાતીનાં દરદો, મરોડ અને પેટનાં દરદો મટે છે.

આ ટીકડીઓ અમારી પાસે તૈયાર મળશે ૦ા રતલ ની કીં રૂ. ૧.

**આકરકરભાદિગુટી**—અકલગરો, સુંઠ, ચણકબાબ, કેસર, લીન્ડીપીંપર, જાયફળ, લવીંગ, અને સુઠ આઠે ઓષધો એકેક કર્ષ લઇ તેનું ચુર્ણ કરી તેની સાથે એક પલ અફીણ ભેળવી મધની સાથે ઘુંટી ગોળીઓ ચણોખડી જેવડી વાળવી.

૧ થી ૨ ગોળી દિવસમાં ત્રણ વખત-સવાર બપોર અને સાંજે દુધ સાથે ખાવાથી શુક્રનુ સ્તંભન થાય છે. નબળાઇ મટી શકિત આવે છે. રાત્રે બે થી ૩ ગોળી દુધ સાથે ખાવાથી બળ

અને ધાતુ વધે છે. વળી વીર્યશ્રાવ, ઉન્માદ, આંચકી મટાડે છે.(શા.સં.)

આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે તો. ૧ ની કીં. રૂ. ૧

**એલાદિગુટી**—એલચી, તજ, તમાલપત્ર, દ્રાક્ષ, પીંપર બબે તોલા, સાકર, જેઠીમદ, ખારેક, કાળીદ્રાક્ષ ચચાર તોલા લઇ સર્વનું ચુર્ણ કરી મદમાં ઘુંટી ગોળીઓ વાળવી

૧ થી ૪ ગોળી સવાર સાંજ ખાવાથી ઉદરસ, શ્વાસ, તાવ, હેડકી ઉલ્ટી, મુર્છા, ચિત્તભ્રમ, મ્હોંના રગતપીતના દોષ, પાંસળાનું શળ સ્વરભેદ, છાતીમાંનાં ચાંદાં, ક્ષય, રકતક્ષય, લોહીબીગાડ અને પીત્તના દોષ મટે છે. (યો-ચિં)

આ ગોળીઓ અમારે ત્યાં તૈયાર મળશે. તો ૧ની કીં રૂ. ૧

**કાંકાયન ગુટીકા**-(ગોળાની દવા) અજમો, જીરૂ, ધાણા, મરી, ગરણીનાં બીં, ખોડી અજમોદ, અને કલોંજીજીરૂં એ સાતે ઔષધો ચચાર શાણ, શેકેલી હીંગ છશાણ, જવખાર, સાજીખાર, સિન્ધાલુણ, સંચળ, બીડલવણ, મીઠું, વડાગરૂ મીઠું, અને નસોતર એ આઠે ઔષધો આઠ આઠ શાણ, નેપાળાનું મુળ, કચુરો, પુષ્કરમુળ, વાવડીંગ, દાડમની છાલ, હિમજ, ચિત્રક, અમ્લવેતસફળ અને સુંઠ, એ નવે ઔષધો સોળ સોળ શાણ, એ પ્રમાણે ઉપર લખેલાં ઔષધો લઇ તેમનું ચુર્ણ કરી તે ચુર્ણની બીજોરા લીમ્બુના રસમાં ગોળી વાળવી.

આ ગોળી ૧ થી ૪ ઘી, દુધ, મદ કે ગરમ પાણી સાથે ખાવાથી ગુલ્મરોગ-ગોળો ચઢવો તે મટે છે. મદ સાથે ખાવાથી વાતગુલ્મ ગાયના દુધ સાથે ખાવાથી પિત્તગુલ્મ, ગાયના મુત્ર સાથે ખાવાથી કફગુલ્મ, દશમુળ સાથે ખાવાથી ત્રિદોષ ગુલ્મ અને ઉંટડીના

દુધ સાથે ખાવાથી સ્ત્રીઓનો રક્તગુલ્મ રોગ મટી જાય છે. વળી આ ગોળીઓથી હૃદરોગ, ગ્રહણી, શૂળ, કૃમિરોગ અને અર્શ મટે છે. (શા. સંહિતા) અનુપાન વગર ૧ થી ૪ ગોળી સ્હેજ ઉના પાણી સાથે દિવસમાં બે વખત લેવી.

પેટના વાયુ, ગોળો ચઢવો, શૂળ, મંદાગ્નિ, હરસ અને પેટના બીજા રોગો મટાડવામાં આ દવા ઉત્તમ છે.

આ ગોળીઓ ઉત્તમ ગુણકારી અમારી દવે ફાર્મસીમાં તૈયાર મળશે પાશેરની કીં રૂ. ૩-૦-૦

ખદિરાદિવટી—(મુખપાકની દવા) (ચરક સંહિતા. ચિ૦) ધોળા ખેરની છાલ ૧૦ શેર, કાળા ખેરની છાલ ૨૦ શેર, તેને ખાંડી તેને ૪૦૯૬ તો. પાણીમાં ઉકાળી ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ ઉકાળી જાડું કરવું પછી તેમાં નીચેની વસ્તુઓનું ચુર્ણ નાંખવું. સુખડ, પદ્મક, સુગંધીવાળો મજીઠ, તજ, એલચી, કડ ધાવડીનાં ફુલ, નાગરમોથ, પોયણું, જેઠીમદ, તમાલપત્ર, નાગકેસર, પીપળાનીછાલ, રસવંતી, જટામાંસી, ત્રીફળા, લોધર, વાળો, દારૂહળદર, હળદર, કાંગ, એલચી, લજામણી, કાયફળ, વજ, ધમાસો, અમર, પતંગ, ગેરૂ તે સર્વ બબે તોલા લઈ તેનું ચુર્ણ કરી ઉપરના ઉકાળામાં નાંખી જાડુ ઘટ્ટ થાય ત્યાર તેમાં લવીંગ, નખલા, ચણકબાબ, જાયફળ, દરેક ચચાર ભાર, કપુર ૧૬ ભાર સર્વેનું ચુર્ણ તેમાં નાંખી ઠંડુ થયે ઉતારી ગોળીઓ વાળવી.

આ ગોળી ૧ થી ૨ મોંમા રાખવાથી મુખપાક મટે છે, દાંત હાલતા હોય તો તે મટે છે, દાંત ખસી ગયા હોય તો તે મટે છે,

---

દાંતના કૃમિ મટે છે, મુખપાક. મુખની દુર્ગંધી, અરૂચી, મોંની ચિકાસ આવતી હોય તો તે, મોંમાંથી લાળ જતી હોય તો તે, દાંત, મોંને ગળાના રોગો મટે છે. દાંતમાંથી લોહી પડતું હોય તો તે મટે છે સાદ બેસી ગયો હોય તો તે સ્વરભંગ મટે છે, ખાંસી મટે છે, દિવસમાં ૨ થી ૩ વખત ૧ થી ૪ ગોળી મોંમાં નાંખી ચાવી રસ ઉતારવો. આ ગોળીઓ અમારી દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો ૧ ની કીં ૦-૮.

**ગંધકવટી**—લસણ, જીરૂ, ગધક, સિંધાલુણ, ત્રિકટુ અને હીંગ સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી ગોળીઓ વાળવી. આ ગોળી ૧ થા ૨ દર બબે કલાકે આદાના રસ સાથે ખાવાથી કોલેરા, અજીર્ણ, અરૂચી, આફરો અને અપચો મટાડે છે. કોલેરામાં દર બે ત્રણ કલાકે આદાના રસ સાથે ૧ થી ૨ ગોળી આપ્યાં કરવી. (વૈદ્ય)

આ ગોળીઓ તૈયાર અમારી દવે ફાર્મસીમાં મળશે. તો ૫ ની કીં રૂ. ૧-૪-૦

**ચંદ્રપ્રભાવટી**—( પ્રમેહની દવા ) કચુરો, ઘોડાવજ, નાગરમોથ, કરીઆતુ, ગળો, દેવદાર, હળદર, અતિવિષની કળી, દારૂહળદર, પીપરીમુળના ગંઠોડા, ચિત્રક, ધાણા, હરડે, બહેઢાં, આંબળાં, ચવક, વાવડીંગ, ગજપીંપર, સુંઠ, મરી, પીંપર, સુવર્ણમાક્ષિક, જવખાર, સાજીખાર, સિન્ધાલુણ, બીડલવણ, અને સચળ એ ૨૭ ઔષધો અકેક શાણુ, નસોતર, નેપાળાનું મુળ તમાલપત્ર, તજ, એલચી અને વાંસકપુર ૭ ઔષધો અકેક કર્ષ લોહભસ્મ બે કર્ષ, સાકર ૪ કર્ષ, શિલાજીત ૮ કર્ષ, શોધેલા ગુગળ ૮ કર્ષ, સવ ઔ-

બધો એકઠાં કરી તેમનું ચુર્ણ કરવું. અને પછી મરી જેવડી ગોળીઓ વાળવી. તે ચંદ્રપ્રભા.

આ ગોળી સર્વ રોગનો નાશ કરે છે. વળી ૨૦ જાતના પ્રમેહ મુત્રકચ્છ, મુત્રાઘાત. અશ્મરી (પથરી) વિબંધ, આનાહ, આફરો શળ, મેહન, અર્બુદગાંઠ, અન્ડવૃદ્ધિ, કેડનું શૂળ, શ્વાસ, ઉદરસ, વિચર્ચિકા—કોઢ, અર્શ, કન્ડુ, બરોળ, ઉદરરોગ, ભગદર, દંતરોગ, નેત્રરોગ, સ્ત્રીના આર્તવરોગ; પુરૂષના શુક્રગતરોગો, મંદાગ્નિ, અરૂચિ, વાત, પિત્ત અને કફ મટે છે. આ ગોળી બલ્યા, વૃષ્યા અને રસાયની છે. પ્રમેહ ઉપર આ દવા ઘણી ઉત્તમ છે. (શારંગધર સંહિતા)

૧ થી ૪ ગોળી દુધ કે પાણી સાથે દિવસમાં ત્રણ વખત સવાર બપોરને સાંજે લેવી.

આ ગોળીઓ ઉત્તમ પ્રકારની અમારી દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો. ૧ ની કીં. રૂ. ૧।

**ચીરેટા ટેબ્લેટસ**—કરીઆતું અને સુદર્શન ચુર્ણના સત્વની આ ટીકડીઓ બનાવેલીછે, તે તાવ ઉતારવામાં ઉત્તમછે વિદેશી ચીરેટા કરતાં દેશી કરીઆતાના સત્વની આ ગોળીઓ તાવ ઉતારવામાં ઉત્તમ છે.

૧ થી ૨ ટીકડી પાણી સાથે દિવસમાં ત્રણ વખત લેવાથી તાવ, વિષમજ્વર, ન ઉતરતા તાવ ઉતરે છે, તાવની નબળાઇ મટાડી શક્તિ આપે છે.

આ ટીકડીઓ અમારી પાસે તૈયાર મળે છે. ૧૦૦ ટીકડીની કિંમત રૂ. ૧)

**ત્રિફલા ટીકડી**—ત્રિફળા ચુર્ણની આ ટીકડીઓ અમે બનાવી છે. ગુણ અને ઉપયોગ ત્રિફળા ચુર્ણ મુજબ છે. ૬ થી ૧૨ ટીકડી

રાત્રે દુધ સાથે લેવી, સ્હવારે પચીને દસ્ત થાય છે. ૦। રતલની કીંમત રૂા. ૦-૧૦-૦

**દ્રાક્ષાદીવટી**--દ્રાક્ષ તો. ૨૦, મીંઠી આવળ તો. ૪, મોટી હરડે તો. ૪, સાકર તો, ૪, જાવંત્રી માસા, ૬, કેશર માસા ૭, સંચળ ૧ ભાગ, ત્રિકટુ ત્રણ ભાગ સવ ભેઇ દ્રાક્ષમાં અને લીંબુના રસમાં ઘુંટી ગોળીઓ વાળવી. ૧ થી ૪ ગોળી ખાવાથી મળશુદ્ધિ થાય, વાયુ અને અમ્લપિત્ત રોગ મટે છે.

આ ગોળીઓ પાચન કર્ત્તા અને સ્વાદિષ્ટ છે, આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે. ૧૦ તોલાની કીં. રૂ. ૧।

**બાળાગોળી**—અમે શાસ્ત્રના પાઠ પ્રમાણે અતિવિષની કળી, હરેડે, પીપર વિગેરે નિર્દોષ દવાઓની આ બાળા ગોળીઓ નાના બાળકોને માટે બનાવેલી છે ૧ થી ૨ ગોળી પાણી સાથે આપવાથી નાનાં બાળકોની ઉદરમ, તાવ, ઝાટા, પેટ વધવું, વરાધ મટે છે, પાચન શક્તિ વધે છે. બાળકનું શરીર તંદુરસ્ત રહે છે.

આ ગોળીઓ અમારી પાસે તૈયાર મળશે, તો. ૧ની કીં રૂ. ૦।

**બાહુશાલગુડ**—નાની ઇન્દ્રવરણીના વેલાનાં ફુલ અથવા મુળ, નાગરમોથ, સુંઠ, નેપાળાનાં મૂળ, હરડે, નસોતર, કચુરો, વાવડીંગ, ગોખરૂ, ચિત્રક, અને તેજબલ દરેક બબે કર્ષ, સુરણ ૮ પલ, વરધારો ૪ પલ અને ભીલામું ૪ પલ એ બધાં ઔષધોને એકઠાં કરી ખાંડી તેની અંદર ૧ દ્રોણ પાણી નાંખી તેમનો કવાથ કરવો, જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથને નીચે ઉતારી ગાળી લેવો.

તે ક્વાથમાં ઉપરના ક્વાથના ઔષધોથી ૩ ઘણો ગોળ નાંખી તેને જાડો થતા સુધી ઉકાળવો. અને જાડો થયે તેમાં ચિત્રક, નસોતર, નેપાળાનાં મુળ, અને તેજબળ એકેક પલ તથા સુંઠ, મરી, પીંપર, એલચી, મરી અને તજ ૭ ઔષધો ત્રણ ત્રણ પલ લઇ તે સર્વનું ચુર્ણ કરી તેની અંદર નાંખવું પછી પાક ટાઢો થાય ત્યારે તેમાં ૧ પ્રસ્થ મદ નાંખવું એ પ્રમાણે સારી રીતે તૈયાર થયેલા તે પાકને બાહુશાલગુડ કહે છે.

આ ગુડ ૧ તોલો રોજ સવારમાં દુધ સાથે ખાવાથી અર્શ; ગુલ્મ, વાતોદર, આમવાત, પ્રતિશ્યાય, ગ્રહણી, ક્ષય, પીનસ, હલીમક પાન્ડ અને પ્રમેહ મટે છે, આ દવા રસાયન છે. (શા-સહિતા)

આ ગોળીઓ તૈયાર અમારી પાસે મળશે. તો. ૧ની કીં રૂ. ૧)

મંડુરવટી—( શા-મ-અ-૭ ) પાંડુની ટીકડી, હરડે, બ્હેડાં, આંબળાં, સુંઠ, મરી, પીંપર, ચવક, પીપરીમુળના ગંઠોડા, ચિત્રક, દેવદાર, સુવર્ણમાક્ષિકભસ્મ, તજ, દારૂહળદર, નાગરમોથ, વાવડીંગ, દરેક ચીજ રૂપીઆ રૂપીઆભાર લેવાં. તેનું ચુર્ણ કરીને તે સર્વ આષધોથી બમણી મંડુર ભસ્મ ઉપરના ચુર્ણ સાથે લેવી તે સવથી આઠગણું ગૌમુત્ર લઇ તેની અંદર ઉપરનું સર્વ ચુર્ણ નાંખી તેમને પકાવીને તેની ગોળી કરવી. તે ગોળી છાશ સાથે ખાવાથી કમળા, પાંડુ, પ્રમેહ, હરસ, કુષ્ટ, કફ, ઉરૂસ્તંભ, અજીર્ણ અને પ્લીહા મટે છે. ( શા-સં-અ-૭ )

૧ થી ૪ ટીકડી દિવસમાં બે ત્રણ વખત જમ્યા પછી દુધ સાથે લેવાથી, નાનાં બાળકોને ાા ટીકડી દુધ સાથે કે પાણી સાથે

એક વખત આપવી તેથી પાંડુરોગ, બાળકોની ગંડમાળ, હ્રદરોગ, નબળાઇ, માટી ખાનારાં બાળકોની ફીકાશ મટે છે, આ ટીકડીઓ અમારી દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ની કીં રૂ.૨)

**મરિચાદિટીકડી**-(શા-મ-અ-૭) મરી તો. ૧ પીંપર લીન્ડી તો.૧ જવખાર તો. ૦।।, દાડમ તો. ૨ એ પ્રમાણે ચારે ઔષધ લઇ તેની સાથે આઠ તોલા ગોળ મેળવી. ગોળી રૂ. ૦। ભારની બનાવવી. તે ગોળી મોઢામાં રાખવાથી સર્વે પ્રકારના કાસ રોગ મટી જાય છે.

૧ થી ૪ ટીકડી પાણી સાથે દિવસમાં બે ત્રણ વખત લેવાથી મંદાગ્નિ, ઉદરસ, સસણી, પથરી મટે છે. આ ટીકડીઓ તૈયાર અમારી દવે ફાર્મસીમાં મળશે ૧। શેરની કીં રૂ. ૨)

**માથાના દુખાવાની ટીકડી**—આ ટીકડી અમારી પેટંટ છે. તેમાં શાસ્ત્રિય ઓષધો પડેછે, આ ટીકડી ૧ થી ૨ ખાઇઉપર ગરમ ચ્હા પીવાથી માથુ દુઃખતુ ઉતરી જાય છે. આદાશાશી મટે છે. વેદના અને ચસકા મટે છે, ગોળી ૩૫ ની કીં રૂ. ૦।।

**લવંગાદિ ટીકડી**—( ખાંસીની દવા ) (નિ-૨) લવીંગ, બ્હેડાં, મરી, ખેરસારનું ચુર્ણ કરી બાવળની છાલના ઉકાળામાં ઘુંટી ગોળી કરવી, (નિ-૨)

૨ થી ૪ ગોળી મોંમાં નાંખી રસ ગળામાં ઉતારવાથી કફ, શ્વાસ, ખાંસી મટે છે.

આ ગોળીઓ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧૦ની કીં રૂ.૩)

**લવણભાસ્કરવટી**—ગુણ અને બનાવટ લવણભાસ્કર ચુર્ણ પ્રમાણે, આ ટીકડીઓ દવે ફાર્મસીમાં તૈયાર મળશે, ૨થી ૪ ટીકડી જમ્યા પછી લેવાથી ચુંક, આફરો, અજીર્ણ ગોળો મટે છે. તો. ૫ની કીં રૂ.૧।

વિષતિન્દુકવટી—આ ગોળીઓ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. આ ગોળી ૧ થો ૪, જમ્યા પછી દિવસમાં બે વખત લેવાથી મંદાગ્નિ અપચો, ઝાડા, પેટનું શુળ; શરીરના ચસ્કા, પાંડુ, મધુપ્રમેહ, હૃદયની નબળાઇ, ધાતુની નબળાઈ મટે છે. શક્તિ વધે છે. તો. ૧ની કીં રૂ. ૦ાા

સંશમની—આ દવા ગળોની રસક્રિયા અને બીજી દવા તથા ભસ્મો મેળવી તૈયાર થાય છે. ૧ થો ૪ ગોળી દિવસમાં બે વખત દુધ સાથે લેવાથી નબળાઇ, પાંડુ, જીર્ણજ્વર, પાંડુ, પ્રદર, ઉદરસ ધાતુની નબળાઇ મટે છે.

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧ ની કીં રૂ. ૧)

બૃહતસુરણવટી—( હરસની દવા ) સુકું સુરણ અને વરધારો બંન્ને ઔષધો સોળ સોળ ભાગ, મુશળી અને ચિત્રક બને આઠ આઠ ભાગ હરડે; બ્હેઢાં, આંબળાં, વાવડીંગ, સુંઠ, લીંડીપીંપર, ભીલામું, પીપરીમુળના ગંઠોડા અને તાલીસપત્ર, એ નવ ઓષધો ચચાર ભાગ તથા તજ, એલચી, મરી એ ત્રણે બબે ભાગ એ પ્રમાણે સર્વ ઔષધો ભેગાં કરી તેમનું ચુર્ણ કરી તે ચુર્ણથી બમણો ગોળ તેમાં ભેળવી તેની ગોળોઓ કરવી.

આ ગોળીઓ ૧ થી ૪ દિવસમાં ૩ વખત ખાવાથી જઠરાગ્નિ બળવાન થાય છે. અર્શરોગ મટાડે છે. વાત, કફજન્ય, સંગ્રહણી, શ્વાસ, કાસ, ક્ષય, પ્લીહા, શ્લીપદ, શોથ, હિક, મેહ અને ભગંદર મટે છે. ધોળા વાળ કાળા થાય છે. આ ગોળી વૃષ્ય, મેધ્ય અને રસાયન છે. (શા-સં)

આ દવા ૨ થી ૮ ટીકડી છાસ સાથે ખાવાથી હરસ મટે છે.

---

**ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.**

હેડકી, હરસ, બરોળ, ધાતુની નબળાઇ, દમ, મંદાગ્નિ મટાડે છે.

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળશે તો. ૧ની કીં રૂ. ૦—૫—૦ તો, ૧૦ ની કીંમત રૂ. ૩)

સંજીવનીગુટીકા—કોલેરા અને અજીર્ણની દવા. વાવડીંગ, સુંઠ, લીન્ડીપીંપર, હરડે, બ્હેઢાં, આંબળાં, ઘોડાવજ, ગળો, ભીલામું અને શોધેલો વછનાગ દસે ઔાષધો સરખે ભાગે લઇ તેમનું ચુર્ણ કરી તે ચુર્ણને ગાયના મુત્રમાં ઘુંટીને તેની રતીરતીની ગોળીઓ કરવી

આ ગોળી ૧ થી ૨ આદાના રસ સાથે આપવી. તે અજીર્ણ અને ગુલ્મરોગ ઉપર એકેક ગોળી, કોલેરા ઉપર બે ગોળી, સર્પવીષ ઉપર ૩ ગોળી અને સન્નિપાત ઉપર ચાર ચાર ગોળી આપવી. આ ગોળીથી કોલેરા, સન્નિપાત, ત્રિદોષ અને મુઝારો મટે છે. કારણ કે તે માણસને જીવાડે છે માટે તેનું નામ સંજીવની ગોળી કહ્યું છે (શા-સં)

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળશે. ૧ થી ૪ ટીકડી પાણી સાથે લેવાથી જુના ઝાડા, કોલેરા, તાવ, ચુંક મટે છે. તો. ૧ કીં રૂ. ૦॥

---

## પ્રકરણ ૧૧ મું.

---

### ચૂર્ણો.

---

ચૂર્ણો કરવા માટે સુકી દવા લેવી. સુકું ઔષધ સારી રીતે ખાંડી, દળીને લુધડેથી ચાળી લેવું તેનું નામ ચુર્ણ—ચુર્ણ ખાવાની માત્રા ૦। તોલા થી ૧ રૂપિયા ભારની છે.

ચુર્ણની અંદર ગોળ નાંખવો હોય તો ચુર્ણના જેટલો નાંખવો, સાકર નાંખવી હોય તો બમણી નાંખવી, મધ વીગેરે સાથે ચાટવું હોયતો બમણું લેવું. ચુર્ણ ઉપર દૂધ કે પાણી પીવું હોય તો ચોગણું લેવું.

કેટલીક વખતે ચુર્ણને ચારગણું પાણી ઉકાળી તેમાં ચુર્ણ નાંખી ચ્હાની માફક નીચે ઉતારી ઢાંકી દઇ પછી તે ગાળીને પીવાય છે ફાકી મારતાં ન ફાવે તેણે ચુર્ણને ઉપર પ્રમાણે ફાંટ-કે ચ્હાની વિધિથી તૈયાર કરી પીવાં. ( શા. સં )

અમે કેટલાંક ચુર્ણની ટીકડીયો તૈયાર બનાવેલી છે, તે ખાવી વધુ અનુકુળ પડે છે. તેમ આ પ્રકરણમાં આપેલાં ચુર્ણો તાજી વનસ્પતિ મંગાવીને ખાંડી તૈયાર કરેલાં હોય છે. તે ચુર્ણો અમારે ત્યાં દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. ટીકડીઓ પણ તૈયાર મળે છે .

ચુર્ણો અને ટીકડીઓના ભાવ—લગભગ ઘણા ઓછા છે. જે ઘેર બનાવનાર કરતાં સોંઘાં પડશે.

અશ્વગંધાદિ ચુર્ણ—અને ટીકડી-(શક્તિની દવા) આસન અને વરધારો બંન્ને સરખે ભાગે લઇ તેનુ ચુર્ણ કરીને તૈયાર કરવું તે ચુર્ણ ૧ રૂપીયાભાર સવાર સાંજ સાકર સાથે ફાકી ઉપર દુધપીવાથી શક્તિ વધેછે ધાતુની નબળાઇ મટે છે. પેશાબે જતી ધાતુ બંધ કરે છે, સધિવાની, ઘડપણની કે ધાતુની નબળાઇ મટાડે છે. સ્ત્રીઓનાં પ્રદર પણ આ ચુર્ણથી મટે છે.

આ ચુર્ણ દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. પા રતલની કીં.૦-૮-૦

અશ્વગંધાદી ટેબ્લેટસ-ગુણ અને ઉપયોગ ઉપર પ્રમાણે, ૦। રતલની કીંમત રૂ, ૧-૪-૦

---

**અજમોદાદિ ચુર્ણ**—( શા. સં ) બોડી અજમોદ. વાવડીંગ, સિન્ધાલુણ, દેવદાર, ચિત્રકમુળ, પીપળીમુળના ગંઠોડાં, વરીયાળી, લીંડીંપીંપર, અને મરી એ નવે ઓષધો ઓક કર્ષ, હરડે ૫ કર્ષ, વરધારો ૧૦ કષ, અને સુંઠ ૧૦ કર્ષ લઇ સવને ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરવું. આ ચુર્ણ ૦। થી ૦॥ તોલો ઉના પાણી સાથે ખાવાથી—આમવાત, સન્ધિવા, શૂળ, ગૃધ્રસીવા, કટિશૂળ અને તમામ પ્રકારના વાના રોગ મટેછે. આ ચુર્ણ અમારી દવે ફાર્મસીમાં તૈયાર છે. તો. ૧૦ ની કીં; ૦—૮—૦

**વૃદ્ધગંગાધર ચુર્ણ**—(ઝાડા મટવાની દવા) નાગરમોથ, અરડુશો, સુંઠ, ધાવડીનાં ફુલ, લોધર, વાળો, બીલી, મોચરસ, કાળીપાટ, ઇન્દજવ, કડાછાલ, આંબાની ગોટલી, અતિવિષની કળી, અને રીસામણી—એ ચૌદે ઔષધોનું ચુર્ણ, કરવું. ( શા. સં )

આ ચુર્ણ છાસ સાથે દિવસમાં ૩ વખત પા પા તોલો લેવાથી સર્વ પ્રકારના અતિસારો, સંગ્રહણી, પ્રવાહિકા મટાડે છે. આંતરડાંની શક્તિને વધારે છે; પાચનશકિતને મદદ કરે છે, જુના ઝાડાને પણ બંધ કરે છે આ ચુર્ણ તૈયાર અમારી દવે ફાર્મસીમાં મળે છે. પા રતલની કીંમત ૦—૮—૦

**ચોસઠ પ્હોરી પીંપર**—પીંપરને શુદ્ધ કરી, ચોસઠ પ્હોર સુધી ઘુંટી તૈયાર કરવામાં આવે છે. બીજી દવાના અનુપાનમાં મધ સાથે આ પીંપર ચટાય છે. આ પીંપર મધ સાથે ૩ થી ૧૨ રતી ખાવાથી છાતીના રોગો, બરોળ, અને પેટનાં દરદ મટે છે.

આ ઘુંટેલી પીંપર અમારી પાસે ઉત્તમ પ્રકારની મળે છે. ૧ તોલાની કીં. ૦—૬—૦

**જાતિફલાદી ચુર્ણ**—( પીડા મટાડનારી દવા ) ( શા. સં ) જાયફળ, લવીંગ એલચી. તમાલપત્ર, તજ, નાગકેસર. કપુર, સુખડ, કાળા તલ, વંશલોચન તગર, આંબળાં, તાલીસપત્ર, લીન્ડીપીંપર, હરડે, કલોંજીજીરૂં. ચિત્રક, સુંઠ, વાવડીંગ, અને મરી એ વીસે ઓષધો સરખે ભાગે લઇ તે સર્વ ઔષધોના જેટલી શુદ્ધ કરેલી ભાંગ મેળવવી તેનું ચુર્ણ કરી તે ચુર્ણ સાકર સાથે ૦। થી ૦॥ તોલો દવા મધ સાથે ચાટવાથી સર્વ પ્રકારની ગ્રહણી, કાસ, શ્વાસ, અરૂચિ, ક્ષય, વાત, શ્લેષ્મ અને પ્રતિશ્યાય મટે છે. માથું ચઢવું, ચસકા, શુળ, આદાશીશી ઉન્માદ અને સખ્ત ઉદરસ મટે છે.

આ ચુર્ણ દવે ફાર્મસીમાં તૈયાર રહે છે. ૦। રતલની કીં. રૂ.૧-૪-૦

**ત્રિફલા ચુર્ણ**-( શા. સં ) હરડે ૧. બ્હેઢાં ૨ અને આંબળાં ૪ એ રીતે ત્રણેનું ચુર્ણ કરવું. આ ત્રિફલા ચુર્ણ તો. ૦। થી ૧ તોલો દુધ કે પાણી સાથે લેવાથી પ્રમેહ, સોજા, વિષમજ્વર, કફ; પિત્ત, કુષ્ટ મટાડે છે. દીપન અને રસાયન છે. આ ચુર્ણ ઘી અને મધ સાથે ખાવાથી સર્વ પ્રકારના નેત્રરોગ મટે છે. આ ચુર્ણ ખાવાથી કબજીયત, મંદાગ્નિ, ઝાડા, હેડકી, લોહીની ઉલ્ટી, પેટનું શુળ મટે છે આ ચુર્ણ તૈયાર અને ઉત્તમ અમારી દવે ફાર્મસીમાં છે. ૦। રતલની કીં.૦-૬-૦

**તાલિસાદી ચુર્ણ**-( શા સં ) તાલીસપત્ર ૧ રૂપિયાભાર, મરી રૂ ૨ ભાર, સુંઠ ૩ ભાર પીંપર ૪ ભાર, વાંસકપુર ૫ ભાર, એલચી અને તજ અર્ધા અર્ધા ભાર અને સાકર ૩૨ ભાર સર્વે લઇ ચુર્ણ કરી ૦। થી ૦॥ તોલો પાણી સાથે લેવાથી કાસ, શ્વાસ, જ્વર, ઉલ્ટી, ઝાડા થવા, અરોળ, સંગ્રહણી અને પાંડુરોગ મટે છે.

આ ચુર્ણ તાજુ તૈયાર અમારે ત્યાં મળશે. તો. ૧૦ની કીં૧-૪-૦

---

**ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.**

**નારસિંહ ચુર્ણ**—( ભાવપ્રકાશ ) ધાતુની નબળાઇ ઉપર ગુણ કરનારી દવા ) ત્રિકટુ, ત્રિફળા, ભીલામાં અને તલ તથા સાકર સરખે ભાગે લઇ ખાંડી ચુર્ણ કરવું. ૦। થી ૦॥ તોલો ઘી સાકર સાથે ખાવાથી ધાતુની નબળાઇ, પેટનો વાયુ વાતોદર, જલોદર, મદાત્યય, રગતપીત, શળ, ચસ્કા, મંદાગ્નિ મટે છે. મરચાં, ગરમ મશાલો કે ગરમ ચીજ ન ખાવી, તાપે બેસવુ નહિ. આ ચુર્ણ તૈયાર અમારી દવે ફાર્મસીમાં મળશે તો. ૧૦ ની કીં.૦–૮–૦

**પંચસમ ચુર્ણ**—( શા. સં ) સુંઠ, હરડે, લીન્ડીપીંપર, નસોતર અને સંચળ એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ તેનું ઝીણું ચુર્ણ કરવું આ ચુર્ણને ૦। થી ૦॥ તોલો ઉના પાણી સાથે લેવાથી પેટનાં શળ, આધ્માતવા, સધિવાનાં દરદ, આફરો, જઠરરોગ, અર્શ, અને આધ્માન મટાડે છે.

આ ચુર્ણું અમારી દવે ફાર્મસીમાં તાજુ અને ઉત્તમ તૈયાર મળે છે. ૦। રતલની કીં, રૂ. ૦–૯–૦

**પુષ્યાનુગ ચુર્ણ**–(પ્રદરની દવા) (ચ. ચિ.) કાળીપાટ, જાંબુના ઠળીયાની મીંજ, આંબાની ગોટલી, શીલાજીત, રસવંતી, પહાડ મુળ, શેમળાનો ગુંદર, રીસામણી, કડાછાલ, કેસર, બીલી॥ ગર્ભ, અતિવિષનીકળી, લોદર, મોથ, સોનાગેરૂ, સુંઠ, જેઠીમદ, દ્રાક્ષ, રતાંજલી, કાયફળ, કડુ, ઈંદ્રિજવ, અનંતમુળ, ધાવડીનાં ફુલ, મહુડાં, કાળો સુરમો બધાં ઔષધો સરખે ભાગે લઇ ખાંડી ચુર્ણ કરવું. ચોખાના ધોવણ સાથે ૦। થી ૦॥ તોલો ખાવાથી પ્રદર, યોની રોગ, ઋતુ દોષ, કાળુ, ધોળુ કે લાલ પ્રદર, તથા હરસ અને ઝાડામાં પડતું લોહી અટકાવે છે.

---

આ ચુર્ણ તૈયાર અમારી પાસે તાજુ મળી શકશે ૦। રતલની કીં, ૦—૧૨—૦

**લવણભાસ્કર ચુર્ણ** -( શા. સં ) ( ગોળાની દવા ) મીઠું ૮ કર્ષ, સંચળ ૫ કર્ષ, બીડલવણ, સિન્ધાલુણ, ધાણા, લીન્ડીપીંપર, પીપરીમુળના ગંઠોડા, શાહજીરૂ, તમાલપત્ર, નાગકેસર, તાલીસપત્ર, અને અમ્લવેતસફળ, એ દસે ઔષધો બબ્બે કર્ષ, મરી, જીરૂ, સુંઠ ત્રણે એકેક કર્ષ, દાડમની છાલ ૪ કર્ષ, તજ અને એલચી બન્ને ઔષધો અર્ધો અર્ધો કર્ષ, એ પ્રમાણે સર્વ ઔષધોને એકઠાં કરી તેનું ચુર્ણ કરવું. આ ભાસ્કરલવણ ચુર્ણ છે.

આ ચુર્ણ દહીંની તોર, છાસ કે પાણી સાથે તો. ૦। થી ૦॥ તોલો દિવસમાં ૩ વખત ખાવાથી વાતકફથી ઉત્પન્ન થયેલા ગુલ્મરોગ, ગોળો ચઢવો, પ્લીહા, ઉદરરોગ, ક્ષય, અર્શ, ગ્રહણી, કુષ્ટ, વિબન્ધ, ભગન્દર, શોફ, શુલ, શ્વાસ, કાસ, આમવાત, હૃદરોગ અને મન્દાગ્નિ મટે છે. આ ચુર્ણથી દીપન અને પાચન થાય છે. અપચો આફરો, અરૂચિ, શુળ અને પેટનાં દરદો મટાડે છે.

આ ચુર્ણ તાજું અને ઉત્તમ અમારી પાસે તૈયાર રહે છે. તો. ૧૦ ની કીં. ૦—૮—૦

**મૂશલ્યાદિ ચુર્ણ**—( શા. સં ) ( શકિતની દવા ) ધોળી મુશળી, ગળોનું સત્વ, કઉચાં, ગોખરૂ, શેમળાનું મુળ, સાકર અને આંબળાં, એ સાતે ઔષધોનુ ચુર્ણ ઘી અને ગાયના દૂધ સાથે ૦। થી ૦॥ તોલો ખાવાથી કામવૃદ્ધિ થાય છે. ધાતુની નબળાઇ મટાડે છે. સ્ત્રીઓનાં રુતુનાં દરદો અને પક્ષાઘાતના દરદોમાં ફાયદો થાય છે. ૧૦ તોલાની કીંમત રૂ. ૧—૮—૦

---

ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.

રસાયન ચુર્ણ-(વા. ઉ. અ. ૩૯) ગળો, આંબળાં ને ગોખરૂ સરખે ભાગે લેઇ ચુણુ કરવું. ા થી ાા તોલો ઘી સાકર સાથે ખાઇ ઉપર દુધ પીવાથી ધાતુશ્રાવ; સ્વપ્નદોષ, હસ્તદોષ તથા મગજની નબળાઇ મટે છે.

આ ચુર્ણ અમારી પાસે તૈયાર મળશે, ા રતલની કીં,૦-૭-૦

લવંગાદિચુર્ણ—(શા. સં) (પીડા મટાડનારી દવા) લવીંગ, શુદ્ધ કપુર, એલચી,તજ, નાગકેસર, જાયફળ, કાળોવાળો, સુંઠ, શાહજીરૂ, કૃષ્ણાગરૂ, વંશલોચન, બાલછડ, કાળુકમળ, લીન્ડીપીંપર, સુખડ, તગર. વાળો. અને ચણકબાબ એ ૧૮ ઔષધોનું ચુર્ણ કરી તે ચુર્ણના અર્ધા ભાગે સાકરનું ચુર્ણ તેમાં ભેળવી તૈયાર કરવું ા થી ાા તોલો ખાવાથી દીપન, પાચન, તર્પણ, ત્રિદોષ મટાડનાર બળ આપનાર, હૃદરોગ, કન્ઠરોગ, કાસ, હિક્ક, પીનસ, યક્ષ્મા, તંમકશ્વાસ, અતિસાર, ઉરૂક્ષત, પ્રમેહ, અરૂચી, ગુલ્મ અને ગ્રહણી મટે છે.

આ ચુર્ણ અમારી પાસે તૈયાર છે. તો ૧૦ ની કીં૦-૧૪-૦

શતવર્યાદિ ચુર્ણ—(શા-સ) (શક્તિની દવા) શતાવરી; ગોખરૂ કઉચાં, ગંગેટી, અતિબલા અને એખરો એ ૭ ઔષધોનું ચુર્ણ કરવું આ ચુર્ણ ા થી ાા તોલો ગાયના દુધની સાથે પીવાથી શક્તિ વધે છે, ધાતુ સુધરે છે. ધાતુની નબળાઇ મટે છે. પેશાબનાં દરદો મટાડે છે. સ્રીઓનું ધાવણ વધે છે.

આ ચુર્ણ અમારી દવે ફાર્મસીમાંથી તાજું તૈયાર મળશે. ૧૦ તોલાની કીં રૂ. ાા

શિવાક્ષાર પાચનચુર્ણ—આ ચુર્ણમાં હરડે, સિન્ધાલુણ; ચિત્રકમુળ, સુંઠ, મરી, પીંપર વીગેરે બીજી વસ્તુઓ આવે છે.

આ ચુર્ણ ૦। થી ૦॥ તોલો દિવસમાં ૩ વખત પાણી સાથે લેવાથી કબજીઅત, મંદાગ્નિ, અપચો, આફરો, શૂળ, કોલેરા, અજીર્ણ અને ઉલટી મટે છે, આ ચુર્ણ ખાધુ પચાવીને ઝાડો ખુલાસો લાવે છે. અપચો અને કોલેરા પણ મટાડે છે; મુંબાઇનું પાણી લાગ્યું હોય તો આ ચુર્ણ ઘણો ગુણ કરે છે.

આ ચુર્ણ અમારી દવે ફાર્મસીમાં તૈયાર મળશે. તો. ૧૦ ની કીં રૂ. ૦॥

શૃંગ્યાદિ ચુર્ણ-(શા. સં) બાળકોની દવા-કાકડાશીંગી, અતિવિષની કળી અને લીન્ડીપીંપર ત્રણે ઔષધોનું ચુર્ણ કરવું. આ ચુર્ણમાંથી ૧ રતીથી ૧ વાલ, મધ સાથે દિવસમાં ૩ વખત બાળકને ચટાડવાથી ખાંસી, તાવ, ઉલટી, ઉદરસ, ઝાડા, દાંત આવતી વખતે થતા ઝાડા આ ચુર્ણથી મટે છે. આ ચુર્ણ અમારી દવે ફાર્મસીમાં તૈયાર રહે છે, ૫ તોલાની કીં રૂ. ૧) તો. ૧ની કીં રૂં. ૦।

શિવાચુર્ણ—હરડેના દળનું ચુર્ણ-આ ચુર્ણ સાંજે ૦। થી ૦॥ તોલો પાણી સાથે ફાકવાથી સવારે ઝાડો ખુલાસે થાય છે, ખાધુ પચાવે છે. તોલા ૧૦ ની કીંમત રૂ. ૦॥

સપ્તામૃતલોહ--( રસેન્દ્ર ચિંતામણી ) મોટી હરડે, બ્હેડાં, આંબળાં; જેઠીમધ અને લોહ ભસ્મ દરેક એક એક તોલો, એકત્ર કરી તેનું ચુર્ણ કરવું, આ ચુર્ણમાંથી ૨ વાલથી ૩ વાલ મધ અને ઘી સાથે રાત્રે ખાઇ ઉપર દુધ પીવાથી માથાનો દુઃખાવો. આધાશીશી, નસકોરી ફુટવી મટે છે. આંખનાં દરદો ઉપર આ દવા ઉત્તમ છે. પાંડુરોગને ધાતુની નબળાઇ પણ મટે છે. મગજના વિકારો મટે છે. આ ચુર્ણ તાજુ અમારી પાસે મળશે. ૧ તોલાની કીં. રૂ. ૧)

---

**સારસ્વતચુર્ણ**—કંઠ, આસન, સીન્ધાલુણ, બોડી અજમોદ, શાહજીરૂ, સુંઠ, મરી, પીંપર, કાળી પાટ; શંખાવલી, સર્વ સરખે ભાગે લઇ એ સર્વની બરાબર વજ મેળવી તેનું ચુર્ણ કરવું. તે ચુર્ણને બ્રાહ્મીના પાનના રસની ત્રણ ભાવના આપવી. (ભાવપ્રકાશ)

આ ચુર્ણ ૦। થી ૦॥ તોલો દિવસમાં ૩ વખત મદ તથા ઘી સાથે ખાવાથી ઉન્માદ, અપસ્મારઃ વાઇ મટે છે. બુદ્ધિ અને યાદદાસ્તિ વધારે છે. મગજની નબળાઇ, મગજનો પક્ષાઘાત, જ્ઞાનતંતુની નબળાઇ મટે છે, મગજશકિત વધે છે.

આ ચુર્ણ અમારી પાસે તૈયાર છે, ૦। રતલની કીં, ૦-૮-

**સીતોપલાદિ ચુર્ણ**—(શા. સં) (ખાંસીની દવા) સાકર ૧૬ કર્ષ, વંસલોચન ૮ કર્ષ, લીન્ડીપીંપર ૪ કર્ષ, એલચી ૨ કર્ષ, અને તજ ૧ કર્ષ એ સર્વ ઔષધો લઇ તેનું ચુર્ણ કરવું. આ ચુર્ણમાંથી તો. ૦। થી ૦॥ મદ અને ઘીની સાથે ખાવાથી—શ્વાસ, કાસ, ક્ષય, હાથ પગની અંદરની દાહ, મન્દાગ્નિ સુધી જીભ, પાર્શ્વ શૂળ, અરોચક, જ્વર અને ઉર્ધ્વગત રકતપિત્ત રોગ જલ્દી મટી જાય છે.

આ ચુર્ણ અમારી પાસે ઉત્તમ ગુણકારી તૈયાર છે. તો. ૧૦ ની કીં, રૂ. ૦—૧૪—૦

**મહાસુદર્શન ચુર્ણ**—( શા. સં ) ( તાવનુ ચુર્ણ ) હરડે, બહેડાં, આંબળાં, હળદર, દારૂહળદર. ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, કચુરો, સુંઠ, મરી, લીન્ડીપીંપર, પીપરી મુળના ગંઠોડા, મોરવેલ, ગળો, ધમાસો, કડુ, ખડસલીયો, નાગરમોથ, ત્રાયમાણ. વાળો, લીમ્બડાની છાલ, પુષ્કરમુળ, જેઠીમધ. કડાછાલ, અજમો, ઇન્દ્રજવ,

નારંગીની છાલ, શરગવાનાં બી, ફુલાવેલી ફટકડી, ઘોડાવજ, તજ, પદ્મકનું લાકડું, કાળો વાળો, સુખડ, અતિવિષની કળી; બલદાચુના મુળ, સુગન્ધી સમેરવો, સમેરવો, વાવડીંગ, તગર, ચિત્રક, દેવદાર, ચવક, પટોલનાં પાંદડાં, જીવક. ઋષભક, લવીંગ, વંશલોચન, સફેદ કમળ, કંકોલી. તમાલપત્ર, જાવંત્રી, તાલીસપત્ર એ ૫૩ ઔષધો સરખે ભાગે લઇ, તે સર્વ ઔષધોના અર્ધા ભાગે કરીયાતુ નાંખી તેને ખાંડીને એ સર્વ ઔષધોની સાથે ભેળવી તેનું ચુર્ણ કરવું એ સુદર્શન ચુર્ણ ત્રિદોષ તથા સર્વ પ્રકારના જવરો મટાડે છે.

આ ચુર્ણ ૦। થી ૦॥ તોલો ટાઢા પાણી સાથે દિવસમાં ૩ વખત લેવાથી સર્વ પ્રકારના તાવ, વાતજવર, પિત્તજવર, કફજવર, વાતપિત્તજવર, વાતકફજવર; પિતકફજવર, આગન્તુકજવર, ધાતુગતજવર, વિષમજવર, સન્નિપાતજવર, માનસજવર, શીતજવર, ઐકાહિકજવર, મોહ, તન્દ્રા, ભ્રમ, તૃષા, શ્વાસ, કાસ, પાન્ડુ; હૃદરોગ અને કામળા રોગ મટી જાયછે. સુદર્શન ચક્રે જેવી રીતે સવ રાક્ષસોનો નાશ કર્યો હતો તેવી રીતે આ સુદર્શનચુર્ણ સર્વ જાતના જવરનો નાશ કરે છે.

વળી ત્રિક, પૃષ્ટ, કટી, જાનું અને પાર્શ્વ એ જગામાંનાં શૂળો પણ મટાડે છે.

આ ચુર્ણ ૦। થી ૦॥ તો દિવસમાં ૩ વખત ટાઢા પાણી સાથે પીવું.

આ ચુર્ણ ઉત્તમ પ્રકારનું તાજુ, અનુભવસિદ્ધ અમારી પાસે તૈયાર રહે છે. ૧૦ તોલાની કીંમત ૦—૮—૦

**સ્વાદિષ્ટ વિરેચન ચુર્ણ**—આ ચુર્ણ સ્વાદિષ્ટ છે, ઉપરાંત સાંજે ૦। થી ૦॥ તોલો પાણી સાથે પીવાથી સવારમાં પચીને સાફ દસ્ત થાય છે. પેટના વાયુને દૂર કરે છે.

આ ચુર્ણ અમારી પાસે તૈયાર છે. ૧૦ તોલાની કીં. ૦-૮-૦

---

સ્વાદિષ્ટ ચુર્ણ—આ ચુર્ણ અત્યંત સ્વાદિષ્ટ છે. મુખ સાફ કરે છે, ભૂખ ઉઘાડે છે અને પચીને દસ્ત સાફ લાવે છે. ખાધું પચાવી દે છે. તો. ૧૦ ની કીં રૂ. ૧–૦–૦

હિંગ્વાદિ ચુર્ણ—( શા. સં. ) ( ગોળાની દવા ) શેકેલી હિંગ, કાળી પાટ, હરડે, ધાણા, દાડમની છાલ, ચિત્રકમુળ, કચુરો, બોડીઅજમોદ, સુંઠ, મરી. પીપર, પલાંશી. અમ્લવેતસફળ, તલવણી, આંબલીની છાલ, જીરૂં, પુષ્કરમુળ, ઘોડાવજ, ચવક, સાજીખાર, જવખાર, સિન્ધાલુણ, સચળ, બીડલવણ, મીઠું અને વડાગરૂ મીઠુ, એ ૨૬ આષધો સરખે ભાગે લઇ તેમનું ચુર્ણ કરવું.

આ ચુર્ણમાંથી જમ્યા પહેલાં અથવા અર્ધું જમ્યા પછી ૦। થી ૦॥ તોલા મદ, છાસ કે ઉના પાણી સાથે ખાવાથી—વાતકફથી થએલ ગુલ્મરોગ, ગોળો ચઢવો, હૃદયરોગ, હૃદયશુળ, બસ્તિશુળ, પાર્શ્વશુળ, ગુદશુળ, યોનિશુળ, મુત્રકચ્છ, પાન્ડુરોગ, આફરો, અરૂચિ, હિક્ક, લીવરનાં દરદ, બરોળ કાસશ્વાસ, ગલગ્રહ રોગ, ગ્રહણી અને અર્શ રોગ મટે છે.

આ ચુર્ણ અમારી પાસે તાજુ અને ઉત્તમ તૈયાર મળે છે. ૧૦ તોલાની કીં ૦–૮–૦

હિંગાસ્ટક ચુર્ણ—( ભા. પ્ર. ) સુંઠ, મરી. પીપર, અજમો, જીરૂ, શાહજીરૂ તથા સિન્ધાલુણ એકેક ભાગ, ફુલાવેલી હીંગ, આઠમો ભાગ લઇ સર્વનું ચુર્ણ કરવુ. ( વા.ચિ. )

તો ૦। ઘી સાથે ખાવાથી મંદાગ્નિ, વાયુ, ચુંક મટાડે છે. આ ચુર્ણ તાજુ ઉત્તમ ગુણકારી અમારી પાસે તૈયાર મળશે. તો. ૧૦ ના કીં. ૦–૮–૦

હિંગાસ્ટક ટેબ્લેટસ—ગુણ અને ઉપયોગ ઉપર પ્રમાણે તો. ૧૦ ની કીં. ૧–૪–૦

# પ્રકરણ ૧૨ મું

## ક્વાથો-ઉકાળા.

### ક્વાથ કરવાની રીત.

એક માટીના વાસણમાં ( હાંલ્લીમાં ) બે રૂપિયાભાર ઉકાળો નાંખી તેથી સોળ ઘણું પાણી તેમા રેડવુ. પછી તે હાંલ્લીને ધીમો તાપ કરી ચુલે ચડાવવી અને ઉકળતાં ઉકળતા આઠમો ભાગ પાણી રહે ત્યારે નીચે ઉતારીને ગાળી લેવુ તે ગાળી લીધેલો ઉકાળો હસોસહેજ ઉનો રોગીએ પીવો.

વાતરોગમાં ક્વાથનો ચોથો ભાગ સાકર નાંખી પીવો.

પિત્તરોગવાળાએ ક્વાથનો આઠમો ભાગ સાકર નાખી પીવો.

કફ રોગમાં ક્વાથનો સોળમો ભાગ સાકર નાંખી ઉકાળો પીવો.

ક્વાથમાં મધ વાત રોગવાળાએ સોળમો ભાગ, પિત્તરોગવાળાએ આઠમો ભાગ અને કફરોગમા ચોથો ભાગ નાખી પીવો.

ક્વાથ ઉકાળતી વખતે ક્વાથનું વાસણુ ઢાંકવાથી ક્વાથ બગડી જાય છે માટે ક્વાથ ઉકાળતી વખતે ક્વાથનુ વાસણુ ( મોં ) ઢાંકવું નહિ. ( શા. મ. અ. ૨ )

આ પ્રકરણુમાં જે જે ક્વાથો લેવામાં આવ્યા છે તે શારંગધર સંહિતાના તેમ જ બીજા શાસ્ત્રિય પુસ્તકના આધારે લીધા છે તેમાં અમારા અનુભવમાં જે ક્વાથો ઉત્તમ ગુણુકારી જણુાયા છે અને જેનો લોકો વધુ ઉપયોગ કરી શકે તેવા છે તેવાજ લેવામાં આવ્યા છે.

આ તમામ ક્વાથો અમારે ત્યાં તાજા અને ઉત્તમ મળશે.

---

**અમૃતાદિ કવાથ**–( શા. સં. ) ગળો, એરંડાનું મુળ અને અરડુશી ત્રણે સરખે ભાગે લઇ તેનો કવાથ કરી–દીવેલ સાથે પીવાથી-વાત-રકતરોગ મટી જાય છે.

આ કવાથ તૈયાર અમારે ત્યાં મળશે. ૧ શેરના ૦–૧૨–૦.

**અભયાદિ કવાથ**—( સન્નિપાતનો ઉકાળો ) હરડે, નાગરમોથ, ધાણા, રતાંજલી, પદ્મકનુ લાકડું, અરડુશી, ઇન્દ્રજવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાળોપાટ, સુંઠ, અને કડુ એ તેર ઔષધો સરખે ભાગે લઇ તેનો કવાથ લીંડીપીપરના ચુર્ણ સાથે પીવો ( શા. સં ) ત્રિદોષ જ્વર, જુના તાવ, તરસ, ઉદરસ, દાહ, દમ અને જુની કબજીયત મટી જાય છે. આ કવાથ ઘણો દીપનપાચન છે. વળી વિષ્ટમ્ભ, મુત્રવિષ્ટમ્ભ, અનિલવિષ્ટમ્ભ, ઉલ્ટી, સંનિપાત, ઉદરસ, શોષ અને અરૂચિ મટે છે. ભૂખ ઉઘાડે છે. જુની કબજીયતને મટાડે છે. જુનો તાવ પણ મટે છે, ઝાડાનો ખુલાસો બરોબર ન હોય તો ૦। થી ૦॥ તોલો ગરમાળાનો ગોળ ઉકાળામાં મેળવી પીવો. આ કવાથ અમારે ત્યાં તૈયાર રહે છે. પ્રવાહી કવાથ પણ અમારે ત્યાં તૈયાર રહે છે. અમારે ત્યાં તૈયાર કવાથ તાજો ખાંડેલો મળેછે. રતલ ૧ની કીં. ૦-૧૨-૦

પ્રવાહી કવાથ જે લાંબી મુદત ટકી શકે છે તે ૦। શેરના રૂ. ૧–૪–૦ અમારા તૈયાર કવાથ ઉત્તમ ગુણકારી છે.

**ત્રિવૃતાદિ કવાથ**–[બંગસેન--વાતરકતાધિકાર] નસોતર, વિદારીકંદ, અને એખરો એ સરખે ભાગે લેઇ કવાથ કરવો. તે પીવાથી વાતરકત મટે છે.

---

પેશાબના વ્યાધિ, સાંધાના વ્યાધિ, પરમીઓ, ચરમીનો વધારો, વધરાવળ, પેશાબે કાંકરી જતી હોય કે લોહી પડતું હોય તે મટી જાયછે,

આ કવાથ તૈયાર અમારે ત્યાં મળશે, રતલ ૧ ની કીં. રૂ. ૧)

**દશમુળ કવાથ**–તાવ અને સુવારોગમાં ગુણ કરે છે. સુગન્ધી સમરવો, સમેરવો, ઉભી ભોંયરીંગણી, બેઠી ભોંયરીંગણી, ગોખરૂ, બીલી, અરણી, અરડુસો, શવન અને પાટલા—પાડળ એ દસે ઔષધોનાં મુળ સરખે ભાગે લઇ તેને ખાંડી કવાથ કરવો—આ કવાથ લીંડીપીંપરના ચુર્ણ સાથે પીવાથી વાતકફજ્વર, સન્નિપાત જ્વર, સુતિકા રોગ, શોષ, શૈત્ય, કફ, ભ્રમ, સ્વેદપિત્ત, કાસ, શ્વાસ, હૃદ-ગ્રહ, કન્ઠગ્રહ, પાર્શ્વર્તિ, તન્દ્રા, અને માથું દુઃખવું એ મટે છે. તાવ, શરદી, ઉદરસ, ચસકા, ચકરી અને સુવાવડના રોગો મટે છે. કવાથ ૦ાા થી ૨ તોલા ૧૬ ગણા પાણીમાં ઉકાળી આઠમો ભાગ પાણી રહે ત્યારે ઉતારી પીવો. ( શા. મ. અ. ૨ )

આ કવાથ જવખાર અને સિન્ધાલુણ સાથે પીવાથી ગોળો, શુળ, ઉદરસ અને હૃદરોગ મટે છે.

આ કવાથ અમારે ત્યાં તાજો ખાંડેલો તૈયાર રહે છે. ૧ રતલની કીં. રૂ. ૦—૧૪—૦

**પ્રવાહી કવાથ**–પા રતલની કીં રૂ. ૧—૪—૦ પ્રવાહીની માત્રા ૦ાા થી ૧ ડ્રામ.

**દાર્વ્યાદિ કવાથ**–( પ્રદરનો ઉકાળો ) દારૂહળદર, રસવંતી, નાગરમોથ, ભીલામું, બીલી, અરડુશી, અને કરીયાતું એ સાતે ઔષધો સરખે વજને લઇ તેનો ઉકાળો કરી મદ સાથે પીવાથી ધોળુ પીળુ, કાળુ અને રાતુ પ્રદર મટી જાય છે, સ્ત્રીઓના પ્રદરનાં દરદે, મા-

આનો દુઃખાવો, સુરતી વિગેરે મટે છે. માત્રા તો. ૦ા થી ૧ તોલો દીવસમાં બે વખત પીવે. ( શા. મ, અ. ૨ )

આ કવાથ તાજો ખાંડેલો અને અત્યંત ગુણકારી અમારી પાસે તૈયાર રહે છે. ૧ રતલની કીંમત રૂ. ૦-૧૨-૦

**પ્રવાહી**-કવાથ ૦ા શેરની બાટલીની કીં. રૂ. ૧-૪-૦ માત્રા ૦ાા થી ૧ ડ્રામ કીમત રૂ. ૦—૧૨—૦

**દેવદાર્વાદિ કવાથ**—(સુવાવડીનો ઉકાળો) દેવદાર, ઘોડાવજ, કઠ, લીંડીપીંપર, સુંઠ. કાયફળ, નાગરમોથ, કરીયાતુ, કડુ, ધાણા, હરડે, ગજપીંપર. બેઠી ભોંયરીંગણી, ગોખરૂ, ધમાસો, ઉભી ભોંયરીંગણી, અતિવિષની કળી, ગળો, કાકડાશીંગી, અને શાહજીરૂ એ વીસે ઔષધો સરખે ભાગે લઇ ખાંડી ઉકાળો કરવો. આ ઉકાળો ઉકાળાને ગાળી લઇ ૦ાા થી ૨ તોલા સુવાવડી સ્ત્રીને પાવાથી, પ્રસુતી સંબંધી શુળ, પીત, ઉદરસ, તાવ, દમ, મુર્છા, કમ્પવા, માથું દુઃખવું, અરૂચિ, પેટનું શુળ મટાડે છે. સુવાવડમાં દસબાર દિવસ આ ઉકાળો સુવાવડી સ્ત્રીને પાવાથી સુવારોગ થતો નથી અને સુવાવડી સ્ત્રીને સારો આરામ થાય છે.

આ કવાથ તૈયાર અમારી પાસે તાજો ખાંડેલો રહે છે. ૧ રતલની કીં ૦-૧૪-૦

અમારો આ કવાથ ઉત્તમ અને શાસ્ત્રની પદ્ધતિથી બનાવેલો છે. ઘેર તૈયાર કરવામાં પડતી મુશ્કેલી અમારો તૈયાર કવાથ વાપરવાથી દુર થઇ જશે.

**પથ્યાદિ કવાથ**-( માથાના દુ.ખાવાનો ઉકાળો ) હરડે. બહેડાં, આમળાં, કરીયાતુ, હળદર, લીંબડા ઉપરની ગળો એ ૭ ઔષધોનો

ક્વાથ કરી ગોળ સાથે પીવાથી માથાનું શૂળ, માથાનો દુઃખાવો; આદાશીશી, કાનના ચસકા, સૂર્યાવર્તરોગ; કર્ણ શંખક શૂળ, દન્તઘાતરોગ, દન્તરોગ, નકતાન્ધરોગ, પટલરોગ, શુક્રરોગ અને આંખની પીડામટે છે. ( શા. સં )

આ ક્વાથ તાજો ઉત્તમ ગુણકારી અમારી પાસે તૈયાર મળશે. રતલની કીં. ૦—૧૨—૦

**પુનર્નવાદિ ક્વાથ**–( સોજાનો ઉકાળો ) સાટોડીના વેલાનાં મુળ, હરડે, લીમડાની છાલ, દારૂહળદર, કડુ, પટોલ, ગળો અને સુંઠ એ આઠે ઓષધોનો ક્વાથ ગાયના મુત્ર સાથે પીવાથી પાંન્ડુ, કાસ, ઉદર, શ્વાસ, શૂળ અને આખા શરીરના સોજા મટે છે. પેટ, હાથ અને પગે ચઢેલા સોજા આ ક્વાથથી મટે છે. બદ તેમ જુનો સન્નિવા પણ મટે છે. માત્રા ો। થી ૨ તોલા ક્વાથમાં ૧ થી ૨ વાલ સુરોખાર નાંખી આ ઉકાળો દિવસમાં બે વખત પીવો. (શારંગધર સંહિતા)

અમારી પાસે આ ક્વાથ તાજો તૈયાર મળશે ૧ શેરની કીં. રૂ ૧)
પ્રવાહી ક્વાથ ો રતલની કીં. રૂ. ૧-૪-૦ માત્રા ો। થી ૧ ડ્રામ

**બૃહત્મંજીસ્ટાદિ ક્વાથ**—( ગરમી મટાડી લોહી સુધારનાર ઉકાળો ) મજીઠ, નાગરમોથ, કડાછાલ, ગળો, કઠ, સુંઠ, ભારંગીનાં મુળ, બેઠી ભોંયરીંગણી, ઘોડાવજ, લીમડાની છાલ, હળદર, દારૂહળદર, હરડે, બહેડાં, આંબળાં, પટોળ, કડુ, મુર્વા, વાવડીંગ, બીયો, ચિત્રકમુળ. શતાવરી, ત્રાયમાણ, લીન્ડીપીંપર, ઇન્દ્રજવ, અરડુશી, ભાંગરો, દેવદાર, કાળીપાટ, ખેરની છાલ, રતાંજલી, નસોતર, વરણો, કરીયાતુ, બાવચીનાં મુળ, ગરમાળાનો ગોળ, શાખોટક, બકાનની છાલ, કરંજ, અતિવિષની કળી, વાળો, ઇન્દ્રવારણીનાં મુળ, જવાસો,

---

કપુરી મધુરી, અને ખડસલીયો, એ ૪૫ ઔષધો સરખે ભાગે લઇ ખાંડી કવાથ તૈયાર કરવો.

આ ૪૫ ઔષધોનો તાજો ખાંડેલો તૈયાર કવાથ અમારે ત્યાં મળશે. તે ૦ાા થી ર તોલા કવાથ દિવસમાં બે વખત પીંપર સાથે પીવાથી લોહી સુધરે છે, ગરમી મટે છે, અઢાર પ્રકારના કુસ્ટ, વાતરક્ત, અદિંત વા, ઉપદંશ, ખોટી ગરમી, સ્લીપદ, પક્ષાઘાત, મેદોદોષ, નેત્રરોગ, મોંના ખીલ, ગુમડાં, ગંડમાલ, રગતપિત્ત; હાથી પગુ અને ચામડીના તથા લોહીના વિકારો મટાડે છે. લોહી સુધારે છે ( શારંગધર સંહિતા. )

અમારી પાસે હવે ફામસીમાં તૈયાર તાજો ખાંડેલો કવાથ મળશે. ૧ શેરની કીંમત રૂ. ૧ )

અમારી પાસેના પ્રવાહી કવાથ ૦ા રતલની કીંમત રૂ. ૧–૪–૦

અમારો કવાથ ઉત્તમ છે. ઘેર આ કવાથ બનાવવામાં મોંઘો પડી જશે, વળી દરેક ઔષધીઓ મેળવવી પણ મુશ્કેલ પડશે. અમે તો જથાબંધ બનાવતા હોવાથી ઔષધીઓ સામટી મંગાવી શકીએ છીએ અને તેથી આ કવાથ ઉત્તમ પ્રકારનો અમારી પાસે તૈયાર રહે છે.

**મહારાસ્નાદિ કવાથ**—( વાતરોગનો ઉકાળો ) રાસ્ના બે ભાગ. ધમાસો, બલદાણાનાં મુળ, ખરેટીનાં મુળ, એરંડાનું મુળ, દેવદાર, કચુરો, ઘોડાવજ, અરડુશી, સુંઠ, હરડે, ચવક, નાગરમોથ, સાટોડીના વેલાનાં મુળ, ગળો, વરધારો, વરીયારી, ગોખરૂ, આસન, અતિવિષની કળી, ગરમાળાનો ગોળ, શતાવરી, લીંડીપીંપર, કાંટાશે-

રીઓ, ધાણા. ઉભી ભોંયરીંગણી, અને બેઠીભોંયરીંગણી એ ૨૫ ઔષધો એકેક ભાગ લઇ, તેનો ક્વાથ કરવો

પછી તે ક્વાથ—સુંઠ, લીંડીપીંપર, યોગરાજ ગુગળ, અજમોદાદિ ચુર્ણ કે દીવેલ જે અનુકુળ આવે તે અનુપાન સાથે રોગીને પાવાથી સર્વાંગ કમ્પ, પક્ષાઘાત, ગૃધ્રસી, અપબાહુક, આમવાત, શ્લીપદ, અપતાનક, અન્ત્રવૃદ્ધિ, આધ્માનવાત, જંઘાવાત, જાનુવાત, અર્દિતવાત, શુક્રામય, મેઢરોગ, વન્ધ્યારોગ અને યોનિરોગ મટે છે.

આ ક્વાથ સંધિવા, કેડની નીચે ઝલાઇ જવું, સાથળ રહી જવી; પક્ષાઘાત અને વાતરોગ ઉપર સારો ગુણ કરે છે.

આ ક્વાથ અમારી પાસે તૈયાર દવે ફાર્મસીમાં ખાંડેલો તાજો મળી શકશે શેર ૧ ની કીંમત રૂ. ૧ )

ક્વાથની માત્રા ાા થી ૨ તોલા દિવસમાં બે વખત પીવો.

આ ક્વાથ પ્રવાહી પણ અમારી પાસે તૈયાર છે પાશેરની કીંમત રૂ. ૧—૪—૦

વાસાદિ ક્વાથ—( દમનો ક્વાથ ) અરડુશી, સુંઠ, ગળો, દારૂહળદર; રતાંજલી, ચિત્રકમુળ, કરીયાતુ, લીમ્બડાની છાલ, કડુ, પટોલ, હરડે, બ્હેડાં, આંબળાં, નાગરમોથ, જવ, ઇન્દ્રજવ, અને કડાછાલ ૧૭ ઔષધોને કચરી તેનો ક્વાથ કરી પીવાથી દમ, ઉરૂક્ષત, છાતીમાંથી લોહી પડવું, સળેખમ, અને આંખના રોગો મટે છે.

આ ક્વાથ પણ અમારી પાસે તૈયાર મળશે ૧ શેરની કીં. રૂ. ૧)

આ પ્રકરણમાં લખેલા ક્વાથો ઘેર તૈયાર કરવામાં કેટલીક વસ્તુઓ મળી શકતી નથી. તેમ નાના પ્રમાણથી તૈયાર કરવામાં ખર્ચ ઘણું આવી જાય છે.

---

આ બધા કવાથો અમારી ફાર્મસીમાં તાજા તૈયાર મળી શકે છે આમાંથી જે કવાથ જોઇએ તે અમારી પાસે મંગાવવો. તેમ મુંબાઇ, વડોદરા, સુરત, ભરૂચ, ભાવનગર ખ.તે અમારા દવે ફાર્મસીના એજન્ટો પાસે પણ મળી શકશે.

અમારી પાસેના કવાથો તાજા, અનુભવ કરેલા અને ગુણમાં સર્વેત્તમ છે.

૧ રતલથી ઓછા વજને કવાથો મોકલાતા નથી, પોસ્ટેજ ખર્ચ ૦–૭–૦ દર રતલે થશે. તેથી કોઈ આવતા જતા સાથે મંગાવવા અથવા જે કવાથ જોઇએ તેની કીંમતની ટીકીટો અને ૦–૩–૦ વધુ મોકલવાથી અમે સેમ્પલ પોસ્ટમાં કવાથો મોકલી આપીશું. વી. પી. કરવામાં દર રતલે ખર્ચ ૦–૭–૦ આવે છે.

અમારા એજન્ટોનું લીસ્ટ આ પુસ્તકમાં આપ્યું છે. અને તો ત્યાંથી કવાથો લઇ લેવા કે મગાવી લેવાથી ખર્ચ વધુ આવશે નહિ.

અમારી દવાઓ વેચવાની નાના મોટા તમામ ગામોમાં એજન્સીઓ આપવાની છે. એજન્ટ થવા ઇચ્છા રે પત્રવ્યવહારથી ખુલાસો મેળવવો. સારૂં કમીશન ઉદાર સરતોથી અપાશે.

દરેક એજન્ટને કેટલોક, જાહેરખબરો અને બોર્ડ મોકલી આપવામાં આવશે.

અમે દવાઓ આ પુસ્તકમાં લખ્યા પ્રમાણે શાસ્ત્રના પાઠ પ્રમાણે બનાવતા હોવાથી ગુણમાં ઘણી ચમત્કારીક જણાઇ છે જેથી લોકોને સારો ફાયદો થાય છે.

---

## પ્રકરણ ૧૩ મું.

### ઘૃત.

**અમૃતાઘૃત**—ગળોને ખાંડી તેમાં ચારગણું પાણી નાંખી ચતુર્થાંશ ઉકાળો કરવો, પછી પાણી ગાળી લઇ તેમાં ઉકાળાના ચોથા ભાગનું ઘી તથા ઘીથી ચોથા ભાગની ગળોની પાણીમાં વાટેલી ચટણી કલ્ક નાંખવી, તેમજ ઘીથી ચારગણું દુધ નાંખવું પછી તેને ફકત ઘી બાકી રહે ત્યાં સુધી મંદ તાપથી ઉકાળવું માત્રા. તોલા ૨ થી ૪ વાતરકત, કુષ્ટ વિગેરે ચામડીનાં દરદો મટે છે.

**કામદેવઘૃત**—આસન ૧૦ શેર, ગોખરૂ ૫ શેર, બલાનાં મૂળ, ગળો, સુગંધી સમેરવો, ભોંયકોળું, શતાવરી, સાટોડી, ખીજાનાં મૂળ, સુંઠ, શવનનાં ફળ, કમળકાકડી અને અડદ એ અગીઆરે ઔષધો દશદશ પલ લઇ તે સર્વ એકઠાં કરી ચાર દ્રોણ પાણી નાંખી ઉકાળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે હેઠે ઉતારી ગાળી લઇ પછી તેમાં મેદા-શતાવરી, મહામેદા-શતાવરી, આસંધ, ફગોલાં । કંદ, મીઠી ખરખોડી, જેઠીમદ, રાનીમગ, ધોળી કપુરી મધુરી, કાળી કપુરી મધુરી, બલા અને ગંગેટી એ ત્રેવીશે એક એક કર્ષ લઇ કલ્ક કરવો, પછી ઉપરના ગાળી લીધેલા કવાથના પાણીની અંદર, ઉપરનો કલ્ક તેવીસકર્ષ, સાકર બે પલ તથા ધોળી શેરડીનો રસ અને ઘી બને એક આઢક નાંખી ધીમે તાપે ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળી લેવું, આ કામદેવઘૃતના સેવનથી રકતપીત, ઉરઃક્ષત, હલીમક, પાન્ડુરોગ, વર્ણભેદ, સ્વરક્ષય, વાતરકત, મૂત્રકૃચ્છ, પાર્શ્વશૂળ, કમળો, શુક્ર ક્ષય.

---

ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.

ઉરોદાહ, કાસ અને ઓજઃક્ષય રોગો મટે છે, સ્ત્રીને ગર્ભ રહે અને પુરૂષનું વીર્ય વધે. શા. સં.

આ ઘૃત દવે ફાર્મસીમાં તૈયાર મળશે. ૦। રતલની કીં રૂ. ૨)

કાસિસાદિ ઘૃત—હીરાકસી, હળદર, દારૂહળદર, નાગરમોથ, હરતાળ, મનશીલ, કપીલો, ગન્ધક, વાવડીંગ, ગુગળ, મીણ, મરી, કઠ, મોરથુથુ, સપેદ, રસવંતી, સીંદુર, ગંધોબેરંજો, રતાંજલી, ખેરનો કાથો, લીંબડાનાં પાન, કરંજનાં બી, કપુરી મધુરી, ઘોડાવજ, મજીઠ, જેઠીમધ, બાલછડ, સરસડાની છાલ, લોદર, પદ્મક, હરડે અને કુંવાડીઆનાં બી એ બત્રીશ ઓષધો એક એક કર્ષ લઇ તેમનું ચુર્ણ કરી પછી તેને લુઘડાથી ચાળી તેમાંથી ત્રીશ પલ ઘી મેળવી ત્રાંબાના વાસણની અંદર નાંખી એક રસ કરીને સાત દિવસ તડકામાં મૂકવાં. આ ઘી શરીરે ચોળવાથી સર્વે કુષ્ટો, દાદર, પામા, વિચર્ચિકા શુકરોગ, વિસર્પ, વાતરક્ત, વિસ્ફોટક, શિરસ્ફોટ, ઉપદંશ. નાડીવ્રણ, દુષ્ટવ્રણ, શોથ, ભગંદર અને લૂતારોગ મટે છે. આ ઘી વ્રણવાળી જગ્યાને શરીરના રંગ જેવું કરે છે. (શા. સં.)

ગોર્યાદિઘૃત—હળદર, દારૂહળદર, સુગંધી સમેરવો, મોરવેલ, કપુરીમધુરી, સુખડ, રતાંજલી, ગળો, જેઠીમદ, કમળ, નાગકેસર, પદ્મક, કાળુંકમળ, વાળો, શતાવરી, હરડાં, બેઢાં, આંબળાં, વડની છાલ, ઉંબરાની છાલ, પીપળાની છાલ, પીંપરનીછાલ અને પારસપીપળાની છાલ, એ ત્રેવીસે ઓષધો એક એક કર્ષ લઇ કલ્ક કરવો. એ કલ્ક ત્રેવીશ કર્ષ, ઘી એક પ્રસ્થ અને પાણી ચાર પ્રસ્થ લઇ એ ત્રણે પદાર્થોને એકત્ર કરી, ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળીને ગાળી લેવું, આ ઘી વિસર્પ, વિસ્ફોટક, કૃમિવીકારો અને વ્રણરોગ મટાડે છે. વિષદોષ મટાડે છે. (શા-સં)

ચાંગેરીઘૃત—લીંડીપીપર, પીપરીમુળના ગંઠોડા ચિત્રો, ગજપીંપર, ગોખરૂ, સુંઠ, ધાણા, કાળીપાટ, બીલી, અને ખોડીઅજમેદ એ દશે ઔષધો એક એક પલ લઈને કલ્ક કરવો, એ કલ્ક દશ પલ, ઘી ચોસઠ પલ, ખાટી ભાજીનો રસ, દહીં અને પાણી, એ ત્રણે પદાર્થો બસોછપન પલ લઇ એ પાંચે પદાર્થોને એકત્ર કરીને ધીમા તાપમાં આંચે ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને ગળી લેવું. આ ઘીને ચાંગેરીઘૃત કહે છે આ ઘૃતથી કફ, વાત, ગ્રહણી, અર્શ, ગુદભ્રંશ, મુત્રકચ્છ અને પ્રવાહીકા રોગ મટે છે. (શા)

જાત્યાદિઘૃત—જાઇ, લીંબડો, પટોલ, (કડવાં પરવર) ત્રણેનાં પાંદડાં, હળદર, દારૂહળદર, કડુ મજીઠ, જેઠીમદ, મીણ, કરંજનાંબી, વાળો, કપુરી મધુરી; અને મોરથુથુ એ તેર ઔષધો સરખે વજને લઇ તેનો કલ્ક કરી એ કલ્ક એક ભાગ અને ઘી ચાર ભાગ લઇ બંનેને તાંબાના વાસણમાં નાંખી એકરસ કરી અગ્નિપર તપાવવાં આ ઘીના લેપનથી, સૂક્ષ્મ નાડીવણો તથા મર્મસ્થાનમાં રહેલાં. પરૂ વહેનારાં ભયંકર દેખાવનાં અને વેદનાવાળાં વ્રણો પણ મટે છે.

ત્રિફલાઘૃત—હરડે, બેઢાં, આંબળાં દરેકનો રસ, તે લીલાં ન મળે તો સુકાં લઇ દરેકનોઉકાળો તોલા ૬૪, તૈયાર રાખવાં, પછી હરડે બેઢાં, આંમળાં, પીંપર, દ્રાક્ષ, સુખડ, સીંધાલુણ, ચિત્રકમુળ, કાકોલી, ક્ષીરકાકોલી તે બેના બદલે આસંધ, બેવડા વજને જેઠીમદ, મરી સુંઠ, સાકર, સફેદ કમળ, કાળાં કમળ, સાટોડી, હળદર, દારૂહળદર, સર્વ વસ્તુ તોલો એકેક લઇ ખાંડી તેનો કલ્ક કરવો. ઉપલા સર્વ રસ, દુધ, ઘી, તથા કલ્ક સર્વને કલઇના તપેલામાં ધીમા તાપથી ઉકાળવું. સર્વ રસ બળીને ઘી બાકી રહે ત્યારે તે ઘીને કપડેથી

---

આળી કાઢવું, ગળ્યા પછી તે ઘી લીલાપીળા રંગનું થશે તેને બરણીમાં કે શીશીમાં ભરી રાખવું, માત્રા તોલા ૨ થી ૪, આંખના રોગ, રતાંધળાપણું. ડોળાની ચેળ, પાણી ગળવું, મોતીયા વિગેરે સર્વ પ્રકારના નેત્રરોગ મટે છે.

આ ઘ્રત અમારી દવે ફાર્મસીમાં મળે છે. ૦। શેરની કીં. રૂ. ૧॥

ફળઘ્રત—હરડે, બેઢાં આંમળાં; જેઠીમદ, ઉપલેટ, હળદર, દારૂહળદર, કડુ, વાવડીંગ, પાંપર, મોથ, ઇન્દ્રવારૂણીનાં મુળ, કાયફળ, વજ, મેદા, મહામેદા તે બેને બદલે બમણી આસંધ, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, ધાવડીનાં ફુલ, વરીયાળી, હીંગ, રાસ્ના, સુખડ, રતાંજલી, જુઇનાં ફુલ. વાંસકપુર, કમળ, સાકર, અજમોદ, દાંતીમૂળ, આ સર્વ વસ્તુ એકેક તોલો લઇ પાણીમાં વાટી ચટણી કરવી. પછી વાછરાવાળી, એક વર્ણી ગાયનું ઘી તોલા ૬૪, ઘીથી ચારગણું ગાયનું દુધ, અને દુધ જેટલું પાણી એ સર્વ એકઠું ઉકાળી ઘી તૈયાર કરવું. માત્રા તોલા ૨ થી ૪, પુરૂષ તેમજ સ્ત્રીઓને સેવવા યોગ્ય છે. પુરૂષત્વ પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓના વંધ્યાદોષ મટે છે. સંતાનની પ્રાપ્તિ થાય છે. મરેલાં છોકરાં અવતરતાં નથી તથા જન્મ્યા પછી છોકરાં જીવતાં નથી ત્યારે આ ઘીનું કેટલાક વખત સુધી સેવન કરવાથી સર્વ રોગ મટી જાય છે અને નિરોગી બાળક અવતરેછે.શા.

આ ઘ્રત અમારી દવે ફામસીમાં છે. ૦। શેરની કીં. રૂ. ૧–૪–૦.

ફળઘ્રત-( ૨ ) ઘી શેર ૪, શતાવરીનો રસ શેર ૧૬, ગોમૂત્ર શેર ૧૬, જીવનીયગણનાં ઔષધો તોલો ૧ તેનું ઘી સિદ્ધ કરવું માત્રા તોલા ૨ થી ૪ વંધ્યાદોષ મટે છે. ગુણ ઉપર પ્રમાણે

લઘુફળઘ્રત—પીળા તથા કાળા ફુલનો કાંટાશેરીઓ, હરડે,

બેઢાં, આંબળાં, ગળો, સાટોડી, અરડુસો, હળદર, દારૂહળદર, રાસના, મેદા, તેને બદલે શતાવરી આ સર્વે ચીજો દરેક ૧ા તોલો લઇ તેની ચટણી કરવી, ઘી તોલા ૬૪, ગાયનું દુધ તોલા ૨૫૬. પાણી તોલા ૨૫૬, સર્વને ઉકાળી ઘી બાકી રહે ત્યારે ઘી ગાળી લેવું માત્રા તો. ૨ થી ૪ સ્ત્રીઓના યોનીદોષ જેવા કે શુળ પીડા, યોનીદ્વાર મોટું થવું, બહાર નીકળવું ગર્ભ ધારણ ન થવો ઇત્યાદિ રોગો મટે છે.(શા)

**પાનીયકલ્યાણઘ્રત**–હરડાં, બેઢાં, આંબળાં, હળદર, દારૂહળદર, રેણુકબીજ, ધોળી કપુરી મધુરી, કાળી કપુરી મધુરી, સુગન્ધી સમેરવો, દેવદાર, તગર, મોથ, ઇંદ્રવારીણીનું મૂળ, નેપાળાનું મૂળ, દાડમ, નાગકેસર, કાળુ કમળ, એલચી, મજીઠ વાવડીંગ, કઠ, પદ્મક, જાઇનાં ફુલ, સુખડ, તાલીસપત્ર અને ઉભી ભોંયરીંગણી એક એક રૂપિયા ભાર લઇ કલ્ક કરવો એ કલ્ક અઠ્ઠાવીશ કર્ષ ઘી એકપ્રસ્થ અને પાણી ચાર પ્રસ્થ લઇ એકત્ર કરી ઘી બાકી રહે ત્યાંસુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવુ આ ઘ્રત અપસ્માર, જવર, ક્ષય, ઉન્માદ, વાતરક્ત, કાસ, મંદાનળ, પ્રતિસ્યાય, કટીશૂળ, તૃતિયક જવર, ચતુર્થકજવર, ઉન્માદ, વાતરક્ત, કાસ, મુત્રકચ્છ; વિસર્પ; કન્ડુ; પાડુ; એ જાતનાં વિષો અને પ્રમેહ રોગો મટે છે, વાંઝણી સ્ત્રીને પુત્ર આપે છે અને ભૂત યક્ષ તથા રાક્ષસને હરે છે. (શા.)

**બ્રાહ્મીઘ્રત**—બ્રાહ્મીનાં પાદડાનો રસ તોલા ૩૨, ઘી તોલા ૧૬, સુઠ, મરી, પીપર, હળદર, નસોતર, દાતીમુળ, શંખાવળી, ગરમાળો, વાવડીંગ, દરેક તોલો ૦ા લઇ ચટણી કરી બ્રાહ્મીના રસ તથા ઘીમાં મેળવી ઉકાળવું. ઘી બાકી રહે ત્યારે ઉતારી ગાળી

---

લેવું. માત્રા તોલા ૨ થી ૪ અપસ્માર અને ઉન્માદ મટે છે. યાદ શકિત વધે છે. [શા.] આ ઘ્રત તૈયાર અમારી દવે ફાર્મસીમાં છે.

ાા શેરની કીં. રૂ. ૧–૮–૦

બિન્દુઘૃત—ચીત્રો, ધોળા ફુલની શંખાવળીની ભાજી, હરડે, કપીલો, ધોળુ નસોતર, કાળુ નસોતર, વરધારો, ગરમાળાનો ગોળ, નેપાળાનું મૂળ, નેપાળો, કડવા તુરીયાના વેલાનું મુળ, કુકડવેલાં, ગળી, ગરણીનાં બી, પીળાથોર, પીપરીમૂળના ગંઠોડા, વાવડીંગ, કડુ, દારૂડીનાં મુળ એ સર્વે એક એક રૂપીઆભાર લઇ તેમનો કલ્ક કરવો. એ કલ્ક ઓગણીશ ભાર, ઘી એક પ્રસ્થ, દાંડલીયા થોરનું દુધ છ પળ, આકડાનું દુધ બે પળ અને પાણી ચાર પ્રસ્થ લઈ પાચે પદાર્થોને એકત્રે કરી ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ ઘીથી ગુલ્મ, કુષ્ટ, શૂળ, ઉદાવર્ત, વાત, શોથ, આધ્માનવાત, ભગંદર અને આઠ જાતના ઉદરરોગ મટે છે. વળી ગાયનું દુધ, ઉંટડીનું દુધ, કળથીનો કવાથ, અને ઉનું પાણી એ અનુપાનોમાંથી રોગીના રોગને જે અનુપાન યોગ્ય જણાય તે અનુપાનની સાથે આ બિન્દુઘ્રતનાં ટીપાં નાંખીને પાવાથી જુલાબ થાય છે. આ ઘ્રતનો નાભીપર લેપ કરવાથી રોગીને જુલાબ થાય છે. [શા. સં.]

મસુરઘ્રત–મસુર સો પલ લઈ તેમાં એક દ્રોણ પાણી નાંખીને ઉકાળી ચોથો ભાગ બાકી રહે ત્યારે તેને હેઠે ઉતારી ગાળી લઇ તેમાં બીલીનો કલ્ક આઠ પળ તથા ઘી એક પ્રસ્થ નાંખી તે પદાર્થોને એકત્ર કરી ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે ઘીને ગાળી લેવું. આ મસુરઘ્રત, સર્વાતિસાર, ગ્રહણી, ભિન્નવિટક અને પ્રવાહિકા રોગ મટે છે. શા.

# પ્રકરણ ૧૪ મું.

## તેલો.

ઇરીમેદાદિ તેલ—અધકચરી દુર્ગંધી ખેરની છાલ સોપલ તથા પાણી ૧ દ્રોણ લઇ બન્ને પદાર્થોને એકત્ર કરી ઉકાળવાં અને ચોથો ભાગ બાકી રહે ત્યારે તેને નીચે ઉતારી ગાળી લેવા એ ગાળી લીધેલા ઉકાળાની અંદર તલનું તેલ અર્ધો આઢક, દુર્ગંધી ખેરની છાલ, લવંગ, ગેરૂ, અગર, ચંદન, પદ્માક, મજીઠ, લોધર, જેઠીમદ, લાખ, વડની છાલ, નાગરમોથ, તજ, જાયફળ, કપુર, ચણકબાબ, ખેરની છાલ, પતંગ, ધાવડીનાં ફુલ, ઝીણી એલચી, નાગકેસર અને કાયફળ એ ૨૧ ઔષધો એકેક કર્ષ લઇ તેનો કલ્ક કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળી પછી તે તેલ ગાળી લેવું. આ તેલ મુખરોગ, માંસદન્ત રોગ, પલિત કપાલ રોગ, શીર્ણદન્ત રોગ, દાન્તના મુળના રોગ, તાલુરોગ. હોઠનારોગ, દાંતની પીડા, થુલીયા, ચસકા, મુખપાક આ તેલ ચોપડવાથી મટે છે. (શા. સં)

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે ૪ ઔંસની બા.ની કીં રૂ. ૧૧

કાસીસાદી તેલ—(હરસ ઉપર ચોપડવાનું તેલ) હીરાકસી, લાંગલી. કઠ, સુંઠ, પીંપર, સીંધાલુણ, મનશીલ, કણેરનાં મુળ, વાવડીંગ, ચીત્રકમુળ, અરડુસી, દાંતીમુળ, કડવી નહીનાં બી, હડતાલ, સરખેભાગે લઈ પાણીમાં વાટી કલ્ક કરવો. તેમાં તેલ તોલા ૬૪, થોરનું દુધ તોલા ૮, આકડાનું દુધ તોલા ૮, તેલથી ચારગણું ગોમુત્ર, આ બધાંને એકત્ર કરી મેળવી, ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ હરસના મસા ઉપર ચોપડવા માટે ઉત્તમ છે. (શા.સં.)

આ તેલ અમારી પાસે દવે ફાર્મસીમાં મળેછે, ૦। શેરની કીં.૧—૦—૦

**નારાયણ તેલ**—(વાનું તેલ) આસન, ખરેટીનાં મુળ, બીલી, મુળ, ઉભી ભોંરીંગણી, બેઠી ભોંરીંગણી; ગોખરૂ, ખપાટ, લીંબડાની છાલ, અરડુસો, સાટોડીનાં મુળ, નારીવેલ, અને અરણી આ તેર ઔષધો દશ દશ પળ લઇ તેને અધકચરાં કરી તેની અંદર ચાર દ્રોણ પાણી નાખી ચોથો ભાગ બાકી રહે ત્યારે તેમને હેઠે ઉતારીને ગાળી લેવાં. પછી તેની અંદર તલનું તેલ એક આઢક, સતાવરીનો સ્વરસ એક આઢક, અને ગાયનું દુધ ચાર આઢક લઇને ત્રણે પ્રવાહી પદાર્થોને નાંખવા. એ ઉપરાંત કઠ, એલચી, સુખડ, મોરવેલ, ઘોડાવજ, બાલછડ, સિંધાલુણ, આસંધ, બલાનાં મુળ. રાસ્ના, વરીયાળી, દેવદાર, સુગંધી સમરવો, સમરવો, રાની મગ, રાની અડદ, અને તગર બબે પલ લઇ તેનો કલ્ક કરી એ કલ્કને ઉપરના પ્રવાહી પદાર્થો સાથે મિશ્ર કરી ધીમે તાપે તેલ બાકી રહે ત્યાંસુધી ઉકાળી તે તેલને ગાળી લેવું. આ તેલ નસ્ય કર્મમાં, અભ્યંગ કર્મમાં પીવામાં અને બસ્તિકર્મમાં વાપરવું. આ તેલથી પક્ષાઘાત, હનુસ્તંભ, મન્યાસ્તંભ, ગલગ્રહ, કુબ્જત્વ, બાધિર્ત્વ, ગતિભંગ, કટિગ્રહ, ગાત્રશોષ, કુઇંદ્રિય નષ્ટ, શુક્ર, જવર; ક્ષય, અંત્રવૃદ્ધિ, વૃષણ્વંશ; વૃદ્ધ ,દંતરોગ; શિરોગ્રહ; પાર્શ્વશૂળ, પાંગુલ્ય, બુદ્ધિ; હાનીવાત;ગૃધ્રસી,લકવો, સાંધવા, અઃદીગે વા, ચસકા વિગેરે તમામ વાતરોગ મટે છે, આ તેલથી વંધ્યા સ્રીને પુત્ર થાય છે. આ તેલ બધા વાતરોગોને મટાડે છે. (શા સં.)

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે ૦। શેરની કીં.રૂ.૧-૪-૦

**ચંદનાદિ તેલ**—સુખડ, વાળો, નખલા, કઠ, જેઠીમદ, પથ્થરફુલ, પદ્મક, મજીઠ, ગન્ધોબેરજો, દેવદાર, કપુરકાચલી, એલચી,

જ'માદકસ્તુરી, તમાલપત્ર, કાળો દાળો, એકાંગીમુરા, આલછડ, ચણુકબાબ; ઘઉંલા, નાગરમોથ, હળદર, દારૂહળદર ધોળી કપુરી મધુરી કાળી, કપુરી મધુરી, કડુ, લવીંગ, અગર, ચંદન, કેશર, તજ, રેણુકબીજ અને નિલીકા (કાળી) એ એકત્રીશે ઔષધો સરખે ભાગે લઇ તેનો કલ્ક કરવો, એ કલ્ક એક ભાગ, તલનું તેલ ચાર ભાગ, દહીંની તર સોળ ભાગ અને અજાતો સોળ ભાગ લઇ એ ચારે પદાર્થોને એકત્ર કરી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળીને પછી તે તેલને ગાળી લેવું. આ તેલ, બ્રહ્મન તથા બલવર્ધન છે. વળી રકતપિત, ક્ષતક્ષીણ શ્વાસ કાસરોગ મટાડનારૂં, આયુષ્ય વધારનારૂ, અને વશીકરણ કરનારૂં, ક્ષય, અપસ્માર અને જ્વરરોગ મટાડનારૂં છે (યો. ર.)

આ તેલ માથે ચોપડવાથી, માથું દુઃખવુ, આદાશીશી, બળતરા, ચસકા. છાતીમાંથી લોહી પડતું હોય તો તે ચોપડવાથી મટે છે. આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. બા. ૧ ની કીં. રૂ. ૨-૪-૦

જાત્યાદિતેલ—જાઇનાં પાન તોલા ૫. કડવો લીંબડો, કરંજ, કડવાં પરવળ, એ દરેકનાં પાન તોલા ૨, કરંજનાં બી જેઠીમધ, મીણુ, કોઠું, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, પદ્મકાષ્ટ, લોદર, હરડે, કમળ, મોરથુથુ, ઉપલસરી, દરેક તોલા ૨, તે સર્વની ચટણી કરવી તે ચટણીથી ચાર ગણું તેલ, ને તેલથી ચારગણું પાણી નાંખી ઉકાળી તેલ સિદ્ધ કરવું. વ્રણ કાનનો દુઃખાવો, તથા કાન કે નાકમાંથી નીકળતી રસી નાસુર મટે છે. કાન કે નાકમાં ટીપાં નાંખવાં. ખસ, લુખસ, નાસુર, ભગંદર અને ધારાં આ તેલ ચોપડવાથી મટે છે. (શા. સં) આ તેલ અમારી પાસે દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. ૦। શેરની કીં. રૂ, ૧-૦-૦

---

**લાક્ષાદી તેલ—** બોરડી અથવા કડાની લાખ તોલા ૨૫૬; પાણી તેનાથી ચોગણું; મંદ અગ્નિથી ઉકાળી; ચતુર્થાંશ પાણી બાકી રાખવું તે ગાળીને તેમાં નીચેની વસ્તુઓ નાંખવી. તલનું તેલ તોલા ૬૪; ગાયના દહીંની છાશ તોલા ૨૫૬; વરીયાળી; આસંધ, હળદર; દેવદાર, કડુ; નાગરમોથ; રારના એ દરેક તોલા ૧; તેનું ચૂર્ણ કરવું પછી મંદઅગ્નિથી તેલ પકાવવું. આ તેલ શરીર ઉપર ચોપડવાથી સર્વ વિષમજ્વર, શ્વાસ; કાસ; સલેખમ; કમ્મર તથા પીઠનું શુળ; વાતપીત્તનો કોપ; વાઇ; ઉન્માદ; ક્ષય; ભૂતબાધા; ખરજ; અંગની દુર્ગંધ; વિગેરે દરદો મટે છે. ગર્ભીણી સ્ત્રી આ તેલ નીત્ય શરીરે ચોળે તો ગર્ભ પુષ્ટ થાય. (શા. સં.)

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે બા. ૧ ની કીં. રૂ,૧–૪–૦

**બીળબિલ્વાદી તેલ—** કુણાં બીલીફળ; ગોમૂત્રમાં વાટી કલ્ક કરવો; ચારગણું તલનું તેલ તેમાં મેળવવું. તેમાં ચારગણું બકરીનું દુધ અને દુધ જેટલું પાણી મેળવી ઉકાળવું. તેલ બાકી રહે ત્યારે ઉતારી લેવું. આ તેલ કાનમાં નાંખવાથી બહેરાપણું દુર થાય છે. શા. સં.

આ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળશે. બા. ૧ ની કીં. રૂ. ૧–૦–૦

**ભૃંગરાજ તેલ—** લોઢાનો ભૂકો; હરડાં; બેઢાં; આંમળાં અને કપુરીમધુરી એ પાંચ ઔષધો સરખે ભાગે લઇને તેનો કલ્ક એક ભાગ તલનું તેલ ચારભાગ અને ભાંગરાનો રસ સોળભાગ લઇ ત્રણે પદાર્થો એકત્ર કરી તેલ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું.

આ તેલ દવે ફાર્મસીમાં મળે છે પાશેરની કીં, રૂ. ૧ આ તેલ માથે ઘાલવાથી ધોળા વાળ કાળા થાય છે.

**વિષગર્ભ તેલ**—ધંતુરાનાં મુળ, નગોડ, કડવી તુંબડીનું મુળ સાટોડી, કચ્ચાં, કલગારી, લીંબડાની છાલ, આસન, કુવાડીયાં, ચિત્રકમુળ, સરગવાનું મુળ, અંકોલ, લીંબડાની છાલ, દશમુળ, શતાવરી, કારેલી, ઉપલસરી (ધોળી તથા કાળી) શ્રીવર્ણી (શરપંખો) ભોંયકોળું; થોર, તથા આકડાનાં પાન, કાકજંઘા (મેડી ચીકુડી) કરેણ રાતી તથા ધોળી, મરડાશીંગી, અંઘેડો, ખપાટ એ સઘળાં ઔષધો દરેક ૧ ભાગ તે સર્વના વજન બરાબર ત્રિફળાં અને એ સર્વના વજન બરાબર કાળા તલનું તેલ તના એરંડીયું અને તે સર્વથી ૪ ચાર ગણું પાણી લઇ તેમાં ઔષધો ખાંડી નાંખીને તેલની રીત પ્રમાણે તેલ પકાવવું તેમાં ( પ્રથમ કવાથ કરવો પછી ચુર્ણ (કલ્ક) નાખવું પછી તેલ નાંખી સ્નેહપાક પ્રમાણે તેલ પકાવવું) સુંઠ, મરી પીંપર, આસન, રાસના, ઉપલેટ, લીંબડો વજ, દેવદાર, ઇંદ્રજવ, જવખાર, સાજીખાર, પંચલવણ સીંધવ, સચળ, વડાગરૂ, બીડલવણ તથા કાચલવણ, મોરથુથુ, કાયફળ. કાળીપાટ, ભારંગી, નવસાર, ગંધક, પુષ્કરમુળ અને શીલાજીત એ ઔષધો ૧-૧ તોલાભાર તથા વછનાગ ૪ તોલા એઓનું ચુર્ણ કરીને તેલમા મેળવી ઉકાળી પ્રવાહી ભાગ બળી જઇ તેલ રહે એટલે વસ્ત્રગાળ કરીને તે તેલ ચોળે તો સર્વ પ્રકારના વાતવ્યાધિ ( વાયુના રોગો ) સોજો, માથાની પીડા, કાનના સણકા અપ્રસી, સંધિવા અને કુખ, ભમર, પીઠ, તથા સાથળ વિગેરે સર્વાંગ કળતર નાશ પામે છે, ટુકામા સર્વ પ્રકારના વાયુના રોગો, કડમાળ અપચી કાનમાં થતો ઘોઘાટ, રામસ્ત સન્નિપાત, બહેરાપણું અને વૃદ્ધાવસ્થા એ સર્વનો નાશ કરે છે. આ વિષગર્ભ તેલ કહેવાયછે,(નિ.૨)

આ વિષગર્ભ તેલ દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. પાશેરની બા. ૧ ની કીં. રૂ. ૧—૪—૦

**શતવર્યાદિ તેલ**—શતાવરી, ખરેટીનાં મુળ, સુગન્ધી સમેરવાનાં મુળ, એરંડાનાં મુળ, આખસંન્ધ, ગોખરૂ, બીલીનાં મુળ, કાંસડો અને કાંટાશેરીઓ દરેક ૭ ૭ રૂપીઆભાર લઇ કલ્ક કરી તેમાં ૨૫૪ રૂપિઆભાર પાણી નાંખી ચોથો ભાગ બાકી રહે ત્યાં સુધી ઉકાળી તે પાણીને ગાળી લેવું, પછી તેમાં તલનું તેલ, ગાયનું દુધ; શતાવરીનો સ્વરસ અને પાણી દરેક એકેક પ્રસ્થ નાંખવા તેમજ શતાવરી, દેવદાર, બાલછડ, તગર, સુખડ, સુવા, ખરેટીનાં મુળ, કઠ. એલચી, પથ્થરફુલ, કમળ, વારાહીકંદ, શતાવરી, જેઠીમધ. આસંન, વિદારીકંદ, દરેક એકેક રૂપિઆભાર લઇ કલ્ક કરવો તેને ઉપરના પ્રવાહી પદાર્થોમાં નાખી ગાયના છાણાંના અગ્નિથી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળવાં પછી તે તેલને ગાળી લેવું. આ તેલ પુરૂષ શરીરે ચોળે તો તેને નિત્ય સ્ત્રી સંગ કરવાનુ સામર્થ્ય આવે, સ્ત્રી ચોળે તો તેને છોકરાં થાય છે. વળી આ તેલથી યોનશૂળ, અંગશૂળ, માથાના સણકા, કમળો, પાંડુ, વિષદોષ, ગૃધ્રસી વા, બરોળ, પ્રમેહ, વાતરક્ત, રક્તોદર, રક્તપિત, આમ્રવાત, અર્દિતવાત વિગેરે રોગ મટે છે. શા.

આ તેલ દવે ફામસીમાં તૈયાર મળે છે ૦ા શેરની કીંમત રૂ. ૧ા

---

## પ્રકરણ ૧૫ મું.

---

### લેપ.

**દશાંગલેપ**—સરસડાની છાલ, જેઠીમદ, તગર. રતાંજલી જટામાંસી, લોદર, દારૂહળદર, કઠ, વાળો તથા એલચીએ દશ વસ્તુ સમાન

વજને લેઇ ચુર્ણ કરી તેમાં જરા ઘીનું મોવણ નાંખી તેને ઠંડા પાણી-માં કે ગુલાબજળમાં ઘુંટવું પછી તે લેપ ચોપડવાથી તમામ પ્રકારનાં ગરમીનાં ગડગુમડ. સોજો, દાહ રતવા, ઉંદર તથા બીજા ઝેરીડંખનો સોજો અને વનસ્પતિના ઝેરનો સોજો મટે છે. (શા-સ) ડબીરની કીં.રુ૦ાા

**દોષઘ્ન લેપ**—સરગવાના મુળની છાલ, સુંઠ, સરસવ, સાટોડી-નાં મુળ તથા દેવદાર સરખે ભાગે લઇ ચુર્ણ કરવું. ખાટી છાસમાં કે છાસની પરાસ (ઉપરની તોર) માં વાટીને જાડો લેપ કરવાથી વાયુ તથા કફનો સોજો અને ગાંઠો મટશે (શા-સં) ડબી ૧ કીં ૦–૮–૦

**બિડાલકલેપ**-નેત્રની પાંપણો સિવાયના બહારના ભાગોમાં લેપ કરાય છે તેને બિડાલક લેપ કહે છે. તેની માત્રા મુખલેપના વિધાન પ્રમાણે છે. જેઠીમધ, સોનાગેરૂ, સીંધવ, દારૂહળદર, કલખાપરીયો સમભાગ પાણીમાં વાટી આંખે લેપ કરવાથી નેત્રના સર્વ રોગો મટી જાય છે. (ભા. પ્ર)

આંખ આવી હોય તો બહારના ભાગ ઉપર આ લેપ ચોપ-ડવાથી આંખ મટી જાય છે આ લેપ ડબી ૧ ની કીં ૦–૮–૦

---

## પ્રકરણ ૧૬ સું.

---

### મલમ

**પાદદારી મલમ**—રાળ, સીંધાલુણ, ગોળ, મીણ, મધ, અને ગુગળ એને અનુક્રમે તાપ ઉપર મુકી એકરસ થયેથી બીજી વસ્તુઓનું

બારીક ચુર્ણ મેળવવું. એ ચોપડવાથી પગમાંના ચીરા તથા જોડાના કણુને મટાડે છે.

**પાદહારી મલમ**—પારો, જીરૂ, શાહજીરૂ, હળદર, મરી, સીંદુર, તથા મનશીલ તેનું બારીક ચુર્ણ કરી ઘી મેળવી-લગાડવાથી ખસ, ઉંદરી ખરજવાં, ગડગુમડ તથા માથાનો જતુવાળો ખોડો-મટે છે.

આ મલમ દવે ફાર્મસીમાં મળશે ડબી ૧ ની કીં. ૦-૧૦-૦

## પ્રકરણ ૧૭ મું.

---

### અજન.

**ચંદ્રોદયાવર્તી**—હરડે, વજ, કઠ, પીંપર, મરી, બેહાંનો ગર્ભ, શંખનીનાભી, મનશીલ, એ સર્વે સરખે ભાગે લઇ બકરીના દુધમાં વાટી લાંબી ગોળીઓ કરવી. આ ગોળી આંખમાં આંજવાથી ત્રણ વર્ષના ફુલાંને મટાડે છે, સર્વ પ્રકારની માંસની વૃદ્ધિ, રતાંધળાપણું વીગેરે દરદો મટાડે છે. ( શા. સં. )

આ દવા દવે ફાર્મસીમાં તૈયાર મળે છે. તો. ૧ની કીં. રૂ. ૧

**સૌવીરાંજન**-(શા.સં.)સુરમાના પથ્થરને અગ્નિ ઉપર તપાવી તપાવીને ત્રિફળાના તૈયાર રાખેલા ઉકાળામાં સાતવાર ઠારવો. પછી સાતવાર તપાવીને સ્ત્રીના ધાવણમાં અથવા બકરીના દુધમાં ઠારવો. પછી તેનું ચુર્ણ કરીને તેનું અંજન કરવાથી આંખના બધા રોગ મટે છે.

આ સુરમો દવે ફાર્મસીમાં તૈયાર છે ૧ તોલાની કીં ૦-૧૦-૦

---

# પ્રકરણ ૧૮ મું.

## કેટલાક રેગો અને તેના ઉપાયો.

### મૂત્રકૃચ્છ.

આ રોગમાં કસરત કરે, હંમેશાં મધ પીવે, ઘોડાપર બેસે, જમ્યા પર પાછો જમે, તથા તીક્ષ્ણુ ઔષધો, રૂક્ષ અને શુષ્ક પદાર્થો પાણીની પાસે વસનારાં પ્રાણીઓનું માંસ, માછલાં અને ન પચે એવા પદાર્થો ખાવાથી ત્રણે દોષો જુદાજુદા એકત્ર થઇ બસ્તિની અંદર જઇ કોપાયમાન થઇ જ્યારે મુત્રના માર્ગને પીડા કરે ત્યારે રહી રહીને પીડાની સાથે પરાણે થોડો પેશાબ આવે છે.

ઉપાય-ચન્દ્રપ્રભાગુટિકા, ગોક્ષુરાદિઅવલેહ સાથે લેવી, અભયાદિ, મોદક, બંગ ભસ્મ, એલાદિ ગુટિકા, કુમાર્યાસવ, કે ગોક્ષુરાદિ ગુગળ વાપરવાથી મટે છે.

### પેશાબે લોહી જવું.

ઘણાને પેશાબે લોહી જાય છે તેને માટે ચંદ્રપ્રભા, મંજીસ્ટાદિ ક્વાથ સાથે વાપરવાથી ફાયદો થાય છે; અન્નપાન કે દરેનું સારસાપરીલા વાપરવું.

### બહુ મૂત્રતા.

ઘણાને પેશાબ વારંવાર થાય છે. મંડુર ભસ્મ. બંગ ભસ્મ; મંડુરવટી કે જાતિફલાદિ ચુર્ણ વાપરવું; ચંદ્રપ્રભા ી; ટોનીક પીલ્સથી તેમ જીવનથી સારો ફાયદો થાય છે.

---

## પેશાબે ધાતુ જવી.

ઘણાને પેશાબે ધાતુ જાય છે. તેમણે ચંદ્રપ્રભા, અગસ્ત્યહરીતકી અવલેહ કે જાતિફલાદિ ચુર્ણ, જીવન, બંગભસ્મ લેવી.

## મોતીયો

આ રોગમાં તિમીર રોગ ઉપર ઔષધોપચાર ન થવાથી કોપાયમાન થયેલા વાતાદિદોષો ત્રીજા પડદામાં દાખલ થાય તેને ઝીણા લુગડામાંથી જેવું ઝાંખુ દેખાય તેના સરખુંજ ઉપરના ભાગમાં દેખાય પણ નીચેના ભાગમાં દેખાય નહિ. જે દોષ કોપાયમાન થયો હોય તે રોગનો રંગ ઉત્પન્ન થાય અને આંખે ઝાંખ આવવા માંડેછે.

ઉપાય-ગુડુચીસ્વરસાદિરસક્રિયા, ચંદ્રોદયાવર્ત્તી આંજવાથી ઘણી વારથતો મોતીયો મટી જાય છે. દવે ફાર્મસીનો સાચા મોતીનો સુરમો કે નયનામૃત આંજવાથી મોતીયો થતો નથી. ચંદ્રપ્રભા મંજીસ્ટાદિ કવાથ સાથે લેવી, વાપરવી. નેત્ર ફુલહર પીલ્સ આંજવાથી મોતીયો કપાઇ જાય છે કીં. રૂ ૧.

## માથું ચઢવું-શિરોરોગ

આ રોગમાં માથાનું લોહી વસા, કફ અને વાયુ સર્વનો ક્ષય થવાથી અત્યંત ભયંકર શૂલ માથામાં આવે છે. છીંકો આવે, માથુ તપી જાય છે; અને માથું દુખ્યા કરે છે. કાસીસાદિઘ્રત ચોપડવું; પેનહરબામ ચોપડવું માથાના દુખાવાની ટીકડી લેવી; પથ્યાદિકવાથ શિવાક્ષાર પાચન ટીકડી. જાતિફલાદિ ચુર્ણ કે જીવન વાપરવું. માથાનો પાવડર સુંઘવાથી માથુ ઉતરી જાય છે.

## રક્તપિત્ત-Leprosy

આ રોગમાં સૂર્યના તડકામાં ઘણું ફરે; બહુ મહેનત કરે; શોક

---

કરે; ઘણું ચાલે; અતિવિષય ભોગવે; અગ્નિનો શેક કરે; ક્ષારવાળા; મીઠાવાળા; ખાટા અને તીખા પદાર્થો બહુ ખાય, એ પ્રમાણે વર્તનારનું પિત્ત કોપાયમાન થઇને લોહીને તપાવે, કોપાયમાન થયેલું લોહી ઉપરના માર્ગથી, નિચેના માર્ગથી વા ઉપરના નીચેના બંન્ને માર્ગેથી તેમજ દરેક રૂવાંડાંમાંથી વહેવા માંડે છે.

ઉપાય—આ દરદમાં મંજીસ્ટાદિ ક્વાથ સાથે કિશોર ગુગળ આપવો. લોહભસ્મ આપવી. ઉશીરાસવ અથવા કેસરાદિ ગોળી આપવી. કુટજાવલેહ; કે કુમારીકાસવ આપવો, દવેનું સારસાપરીલા કે અમ્રતપાન આપવુ. કુષ્માંડકાવલેહ લેવો; તેથી આરામ થાય છે. દશાંગલેપ, જાત્યાદિઘ્રત કે કામદેવઘ્રત ચોપડવું,

## રતવા-વિસર્પ-Erysipelas

આ રોગમાં ખાટા; ખારા; તીખા અને ગરમ પદાર્થો સેવવાથી વાતાદિ દોષો અને રક્તપિત્ત દોષો પ્રકોપ પામે છે. આ રોગ વાતાદિ દોષાના વિશેષે કરી રક્તપિત્તના પ્રકોપથી થાય છે; આ રોગને રતવા કહે છે. કાસીસાદિઘ્રત ચોપડવું અને ગધક રસાયન ખાવે. મંજીસ્ટાદિ કવાથ સાથે કિશોર ગુગળ વાપરવો, સુંદરીસાથી પીવાથી સ્ત્રીઓના રતવાના રોગ મટે છે. દશાંગલેપ ચોપડવો.

## વંધ્યારોગ

ઘણીવાર સ્ત્રીઓને ગર્ભ રહેતો નથી. મેદ વધવાથી કે ગર્ભાશયના બીગાડથી તેમ થાય છે. આ રોગ ઉપર સુંદરીસાથી; વંધ્યાપીલ્સ મંજીસ્ટાદિક્વાથ સાથે; મહાયોગરાજ ગુગળ કે ચંદ્રપ્રભા ગોળી લેવી. ફલઘ્રત લેવું.

---

**રસાયન**

વૃદ્ધાવસ્થા અને રોગનો નાશકરનાર દવા અગત્સ્યહરિક્યા વલેહ, ચ્યવન પ્રાશાવલેહ, અભયાદિમોદક, કૈશોર ગુગળ. ગંધક રસાયન, કામદેવઘૃતં (૧૬૨) અશ્વગંધાદિ ચુર્ણ આયુષ્ય વર્ધની ગોળી, રસાયન ચુર્ણ, એ ઉત્તમ દવાઓ છે.

**વાજીકર**

ચ્યવન પ્રાશાવલેહ, મકરધ્વજ રસ, અભ્રકભસ્મ, મદનકામદેવ રસ, બંગભસ્મ, ટોનીક પીલ્સ, માષાદિમોદક, રાજશીલાકૃતિ, પૂર્ણ ચંદ્રોદય, શતવર્યાદિ ચુર્ણ, મુશલ્યાદિચુર્ણ, અશ્વગંધાદિચુર્ણ ટોનીક સીરપ એ દવાઓ ધાતુને પુસ્ટ કરનાર છે.

**વધરાવળ—Crəpitis**

. આ રોગમાં વૃષણ વધે છે. મળમૂત્રાદિના વેગને રોકવાથી કે એવાજ કારણોથી વાયુ કોપાયમાન થઇ નાનાં આંતરડાનો કાંઇક ભાગ લઇ તેને સાંકડાં કરી કે એવડો વાળી પછી તે આંતરડાંને પોતાના સ્થાનમાંથી નીચે ખેંચી જાય છે અને જે જગોએ બદ્દ થાય છે તે જગોએ રહીને ગાંઠના સરખો સોજો કરે છે આ ઉપર દવા ન કરવાથી તે દડાની માફક ફુલે છે; અને તીવ્ર વેદના થાય છે અને સખ્ત રીતે ખેંચાય છે અને આ અંત્રવૃદ્ધિને દબાવવાથી તેની અંદર રહેલો વાયુ કોં કોં શબ્દ કરતો ઉપર ચઢે અને દાબવું છોડી દેવાથી પાછો તરત નીચે ઉતરે અને પ્રથમની પેઠે આંતરડાંને ફુલાવે છે.

ઉપાય—ચંદ્રપ્રભા ગુટીકા સાથે મહારાસ્નાદિ કવાથ પીવો એ દીવેલ સાથે પીવું. નારાયણ તેલ ચોપડવું, વધરાવળ પીલ્સ ખાવી, વધરાવળનો લેપ ચોપડવાથી મટે છે. શિવાક્ષાર પાચનચુર્ણ; કિશોર ગુગળ, વાતારિરસ વાપરવો.

---

**ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે**

## વાતરકત—પત

આ રોગમાં પરસેવો ઘણો આવે કે ન આવે, શરીર કાળુ થઇ જાય, શરીર બ્હેર મારી જાય, ક્ષત પડયું હોય તેમાં સણકા મારે, સાંધા ઢીલા થઇ જાય, આળસ આવે, ગ્લાનિ થાય, શરીરે ફોલ્લીઓ થાય, ગુંટણ, સાથળ, ડોક, કમર, ખભા, હાથ, પગ અને શરીરના સાંધાઓમાં સોયો ખુંચ્યા સરખી પીડાથાય, શરીર ગતિવાળું બને શરીર તુટયાની માફક પીડા થાય, શરીર ભારે થાય, ખરજ આવ્યા કરે, સાંધાઓમાં વારંવાર શળ નીકળી પાછું મટી જાય, શરીરનો વર્ણ બદલાઇ જાય, આખા શરીરમાં ગોળ ચકરડાં થાય, આ રોગ પગનાં કે હાથનાં આંગળાં પર થઇ પછી ઉંદરના ઝેરની માફક ધીમે ધીમે આખા શરીરમાં પસરી જાય, વળી હાથી, ઘોડા, કે ઉંટ પર બેસનારાઓનું બધું લોહી નીચેના ભાગમાં પગ પર ઉતરી. કુરંટ થયેલા વાયુથી કોપાયમાન થઇ વાયુ સાથે ભળી જાય છે તેને લીધે પણ આ રોગ થાય છે. વળી આ રોગ ખાટા, ખારા, તીખા, કે ક્ષારવાળા, સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થો ખાવાથી, અજીર્ણની અંદર વારંવાર જમવાથી, સૂકાયેલાં, ભીનાશવાળાં અને દુબળા જલચરોનું માંસ ખાવાથી, તલનો ખોળ, મુળા, કળથ, અડદ, વટાણા, શાકભાજી તલની ચટણી, શેરડી, દહીં કાંજી, છાશ, સુરા, દુધ અને માછલાં વિગેરે વિરૂદ્ધાન્ન ખાવાથી, ક્રોધ કર્યા કરવાથી દિવસે નિંદ્રા આવવાની સાથે સ્વપ્નાં આવવાથી અને રાતે જાગવાથી આ રોગ થાય છે.

નાજુક બાંધાવાળો ગમે તેમ ભોજન કરનારો, ગમે તેમ વીહાર કરનારો, જાડા શરીર વાળો અને સુખી હોય તેને પણ ઘણું કરીને

આવા રોગ થાય છે ઉપાય અમૃતાઘ્રત, કાસીસાદીઘ્રત, ચોપડવું. કામદેવ ઘ્રત ચોપડવું. અમૃતાદીક્વાર પાવો ગોક્ષુરાદી ગુગલ લેવો ગલત્કુષ્ટારી રસથી મટે છે, આ દરદ અસાધ્ય ગણાય છે. શરૂઆતનું દરદ મટે છે, વીસ્ફોટક નીવારણ પીલ્સથી મટે છે.

ગલત્કુસ્ટ—પત.

આ રોગમાં પગની અંદર સોજા થઇ આવે, સોજામાં કળતર થાય, હાથ પગના આંગળીઓ ખવાઇ જાય, ગુંગણું બોલે, અને ગળું બેસી જાય.

કુસ્ટકુઠાર રસ—મંજીસ્ટાદિ ક્વાથ સાથે લેવો. ગલત્કુસ્ટારિ રસ લેવા, એથી ફાયદો થાય છે. આ દરદ અસાધ્ય ગણાય છે. કેસરાદિ લેવાથી પણ ફાયદો થાય છે. આ રોગ અસાધ્ય ગણાય છે. શરૂઆતમાં દવા લેવાથી ફાયદો થાય છે.

વાત—વા.

આ રોગમાં રૂક્ષ, ટાઢું થોડું ને હલકું અનાજ ખાય, અત્યંત સ્ત્રી સંગ કરે, વધુ ઉજાગરો કરે, વિરૂદ્ધ ઓસડીયાં કરે, કફ; પિત્ત મળ મૂત્રાદિ દોષો અને લોહી શરીરમાંથી વ્હેવા માંડે, ખાડો ઓળંગી જાય, બહુ તરે, લાંબી મજલે ચાલે, વ્યાયામ કરે, ઘણું કુદે રાત દિવસ ચિંતા અને શોક કરીને શરીર સૂકવી નાખે, મળ મુત્રાદિના વેગને રોકી રાખે, આમનો ભરાવો થાય, કાસ્ટાદિક પદાથનો માર પડે, ઉપવાસ કર્યા કરે, મર્મસ્થાનમાં માર પડે; જલ્દી ચાલનારાં જનાવરો પર બેસે એ સર્વ કારણોથી શરીરની અંદરની સ્ત્રોતસો ઢીલી થઇ જાય છે અને તેથી વાયુ કોપાયમાન થાય છે.

---

એ કોપેલો વાયુ બળવાન થઇ શરીરની સ્ત્રોતોમાં ભરાઇને સર્વાં અંગોમાં વા એક અંગમાં થનારા નાના પ્રકારના રોગો ઉત્પન્નકરેછે.

મહારાસ્નાદિ ક્વાથ સાથે મહાયોગરાજગુગળ આપવો, અજમોદાદિ ગુટીકા; લોહભસ્મ, વાતગજાંકુશરસ; અભયાદિમોદક; અગ્નિતુંડીવટી, ટોનીકપીલ્સ; વાતારિરસ; કટફલાદિ ચુર્ણ, ગોક્ષુરાદિગુગળથી તેમજ ગંધક રસાયનથો વા મટે છે. નારાયણ તેલ કે વિષગર્ભ તેલ ચોપડવું.

જાનવો-વા હોય તો-ચંદ્રપ્રભા ગોળી મહારાસ્નાદિ ક્વાથ સાથે આપવી, વાતારીપીલ્સ આપવી. થરથરીયો વા હોય તો. જાતિફલાદિચુર્ણ; અભયામલકી અવલેહ, ચ્યવનપ્રાશાવલેહ; આરોગ્યવર્ધનીરસ ઉપયોગી છે.

ચસ્કા—આવતા હોય તો ટોનીકપીલ્સ લેવી, નારાયણ તેલ ચોપડવું, પેનહરબામ ચોપડવો.

### આધ્માન વાતરોગ

આ રોગમાં વાયુ પ્રકોપ પામી, પકવાશયની અંદર રહી વાયુ ભરેલી ચામડાની કોથળીની માફક પેટને ફુલાવી ગુડગુડ શબ્દ કરી અત્યંત પીડા કરે છે.

ઉપાય—મહારાસ્નાદિ ક્વાથ સાથે મહા યોગરાજ ગુગળ વાપરવો અભયાદિ મોદક, ઇચ્છાભેદી રસ તાલિસાદિ ચુર્ણ, નારાચ રસ નારાયણ ચુર્ણ, પંચસમ ચુર્ણ આમાંની કોઇપણ દવાથી મટે છે.

### આમવાત.

આ રોગમાં કાચા અન્નનો રસ વાયુથી ફેલાઇ આમાશયની અંદર જઇ વાત, પિત્ત અને કફથી પાછો કોપાયમાન થઇ સર્વ

---

ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.

નસોને ભરી દે છે. તે આમવાત કોપાયમાન થઇ ત્રિકસંધિની અંદર જઇ શરીરનાં ગાત્રોને સ્તબ્ધ કરે છે: અને સર્વ અંગો દુખવા માંડે, અન્નખાવા ઉપર અરૂચી રહે, તરસ લાગે આળસ આવે: શરીર જડ થાય. તાવ આવે, અનાજ પચે નહિ અને શરીરે સોજા ચઢે.

ઉપાય-અજમોદાદિ ચુર્ણ, પંચસમ ચુર્ણ, બાહુશાલગુડ, ભાસ્કર-લવણચુર્ણ મહારાસ્નાદિ કવાથ સાથે મહાયોગરાજગુગળ વાપર-વાથી મટે છે.

### વાઇ

ઘણાને વાઇ ચટે છે. એકદમ બેભાન થઇ જાય છે. અને વાયુ ચઢે છે, હાથપગ ઘસે છે, મોઢે ફીણ આવે છે.

ઉપાય-આ દરદમાં જાતિફલાદિ ચુર્ણ કે કલ્યાણક ઘી આપવું. સારસ્વતારિષ્ટથી સારો ફાયદો થાય છે. વાઇની ગોળીઓ આપવી. અને ઉન્માદ પાવડર સુંઘાડવો.

### વિસ્ફોટક-Syphilis

આ રોગમાં તીખા, ખાટા, તીક્ષ્ણ, ગરમ, રૂક્ષ, ક્ષારવાળા પદાર્થો ખાય, અજીર્ણ થાય, વારંવાર જમે, તડકામાં ફરે, દોષવાળી ઋતુઓ થાય તે સર્વ કારણોથી વાતાદિ દોષો કોપાયમાન થઇ ચામડીનો આશ્રય કરી, લોહી માંસ અને હાડકાને બગાડી અંગપર ભયંકર ફોલ્લા ઉત્પન્ન કરે છે, ફોલ્લા થાય ત્યારે ઘણો તાવ આવે અને શરીરના કોઇ ભાગ ઉપર અથવા આખા શરીર પર અગ્નિએ દાઝયા સરખા ફોલ્લા થાય છે, આ રોગ રક્તપિત્તના પ્રકોપથી થાય છે.

ઉપાય—કાસીસાદિઘ્રત ચોપડવું, સુખશાંતિ લેપ ચોપડવો, ગંધક

રસાયન લેવો. મહામંજીષ્ટાદિ ક્વાથ સાથે કિશોરગુગળ વાપરવો. વિસ્ફોટક નિવારણ પીલ્સથી આ દરદ મટી જાય છે. કેસરાદિ ગોળી લેવાથી પણ મટે છે, દવેનું સારસાપરીલા વાપરવું.

## વ્રણ-ગુમડાં.

આ રોગમાં વાતદિ દોષો કોપાયમાન થઇ શરીરના કોઇ ભાગમાં સોજો ઉત્પન્ન કરે, તે સોજો તે જગાએ ગુમડાનું રૂપ લે છે. તેમાં સણકા મારે, તેમાં લાહ્ય બળે. વળી તે સોજો ઉતરે ને પાછો થાય, અંદર ચેળ આવે, સોજો દાબતાં અંદર ખાડો પડે, અન્નપર અરૂચી થાય, વ્રણ પાકે છે ત્યારે પરૂ કાઢી નાંખવામાં ન આવે તો તે પરૂ અંદરના બીજા ભાગને બગાડે છે. અભયાદિ મોદક લેવો, અભ્રકભસ્મ વાપરવી. કાંચનાર ગુગળ કે કિશોર ગુગળ મંજીસ્ટાદિ ક્વાથ સાથે વાપરવો. દશાંગલેપ કે દોષઘ્ન લેપ ચોપડવો, સુખશાંતિ લેપ ચોપડવો તેથી ગડગુમડ મટી જાય છે.

## સંગ્રહણી-Sprue.

ઝાડાનો રોગ મટી ગયા પછી જ્યાં સુધી મંદ જઠરાગ્નિ હોય ત્યાં સુધી અપથ્ય ખાવામાં આવે તો પાછો જઠરાગ્નિ દોષવાળો થઇને ગ્રહણીને પણ દોષવાળી કરે છે.

આ ગ્રહણી અપકવ અન્નને ધારણ કરીને પકવ થયેલાં અન્નને નીચે કાઢે છે. સંગ્રહણીમાં ત્રિદોષના દૂષિત થવાથી દોષવાળી થયેલી ગ્રહણી ખાધેલા અન્નાદિકને ઘણીવાર કાચાં બહાર કાઢતી વખતે કે પાકાં બહાર કાઢતી વખતે પેઢામાં વીંટ આવે, બહાર નીકળેલું અન્નાદિક ખરાબ વાસ મારે, વાત પ્રકોપથી અન્નાદિક વારંવાર બંધાઇને બહાર નીકળે તેમજ પિત્તપ્રકોપથી અન્નાદિક પાતળુ થઇને બહાર

નીકળે છે. અગસ્ત્યહરીતક્યાવલેહ, પંચામૃતપર્પટી, ચોસઠ પ્હોરી પીંપર સાથે લેવું. કાંકાયન ગુટિકા, કુટજાવલેહ, હંસપોટલી રસ, ગ્રહણી કપાટ રસ, જાતિફલાદિ ગુટિકા, ગ્રહણી વજ્રકપાટ, ગ્રહણી ગજ કેસરી રસ એમાંથી કોઇ પણ દવા સંગ્રહણી ઉપર વાપરવી. ભાતને છાશ માત્ર પચે તેટલાં ખાવાં અથવા છાશ પીનેજ રહેવું તેથી જલ્દી આરામ થશે.

### સુતિકા રોગ-સુવારોગ. Puerperal Diseases.

આ રોગમાં સ્ત્રીઓને સુવાવડ આવે ત્યારથી તે પ્રથમ દૂર બેસે તે વખતની અંદર તે સ્ત્રીને અતિસારના ઝાડા થાય, શરીર તુટે, તાવ આવે, શરીર ધ્રુજે, તરસ લાગ્યા કરે, શરીર જડ થઇ જાય, પેટમાં શૂળ નીકળે છે.

સુવાવડી સ્ત્રીને અયોગ્ય ઉપચારથી, કલેશ પ્રાપ્ત થવાથી, વિષમાસને બેસવાથી, અજીર્ણ થવાથી, કે બીજાં કારણોથી ભયંકર સુતિકારોગ થાય છે. ભયકર સુવારોગમાં તાવ, ઝાડા, સોજા, શૂળ પેટ ચઢી આવવું, બળનું ક્ષય થવું, તન્દ્રા, અરૂચિ, મોંમાંથી પાણી છુટવુ એ વિગેરે રોગો કફવાતથી થાય છે. સુવાવડીના તાવ વિગેરે સુવારોગમાં જ ગણાય છે. દશમૂલાદિ ક્વાથ પાવો, દેવદાર્વાદિ ક્વાથ પાવો, સુંદરીસાથો પાવો, તેથી સુવારોગ મટે છે.

### શીળસ.

એકદમ શરીર ઢીમણાં ઢીમણાં થઇ આવે છે, તેને શીરવા થયો એમ કહે છે. તે ઉપર ઇચ્છાભેદીરસ કે નારાચરસ આપવો તેમ શરીરે અરીઠાંનું પાણી ચોપડવું, રાખોડી ઘસવી તેથી મટે છે.

### શુળ—ચુંક.

આ રોગમાં કોઇ પણ કારણથી કોપેલો વાયુ પેટની અંદર

સોય ઘોચ્યા જેવી પીડા કરે છે. કાંકાયનગુટીકાથી ચુંક મટી જાય છે, શિવાક્ષાર પાચન ટીકડી લેવી, અગ્નિકુમાર રસ લેવો, શંખવટી લેવી કે કુબ્યાદરસ વાપરવો. અમૃતજીવનથી ચુંક મટે છે.

## સોથ-સોજા Dropsy.

આ રોગમાં ઝાડા ઉલટીનાં ઓષધો ખાય, અપવાસ કરે, જવર આવી જાય તે પછી દુબળો થયેલો રોગી ખારા, ખાટા, તીખા કે ઉના ભારે પદાર્થો ખાય, દહીં, કાચુ અન્ન, માટી, શાક દુધ, માછલાં વિગેરે વિરૂદ્ધ ભોજન કરે, જુલાબ લેવાની જરૂર જણાતાં જુલાબ ન લે, જેથી કોપાયમાન થયેલો વાયુ દોષીત થયેલા રક્તપિત્ત અને કફને બહારની નસોમાં આણીને પછી તેને ત્યાં અટકાવી રાખે એ રીતે વાતાદિ દોષોની ગતિ રૂંધાઇ જાય, ત્યારે તે વાતાદિ દોષો, ચામડી તથા માંસનો આશ્રય કરીને કઠન તથા ઉંચા એવો સોજો ઉત્પન્ન કરે છે. આ સોજા સન્નિપાતાત્મક છે. આથી શરીર ભારે થઇ જાય, ચિત્ત અસ્વસ્થ થઇ જાય, સોજો ઉંચો ચઢી જાય, શરીરમાં થયેલા સોજામાં બળત્રા થાય, શરીરની નસો ઝીણી થઇ જાય, રુંવાડાં ઉભાં થઇ જાય, અને શરીરનો વર્ણ બદલાય.

ઉપર—અજમોદાદિ ચુર્ણ, કશોરગુગળ, પુનર્નવાદિક કવાથ, આરોગ્યવર્ધની રસ, કુટજાવલેહ લેવો, દોષઘ્નલેપ ચોપડવો. તેથી સોજા મટે છે.

## હેડકી-હિક્કા. Hiccough.

આ રોગમાં દાહ કરનાર, પેટ ચઢાવનાર, રૂક્ષ, ટાઢા અને ભારે પદાર્થોનું સેવન કરે, મુખમાં ને નાકમાં ધુળ પેસે, તડકામાં ને પવનમાં વધુ ફરે, મહેનત કરે. ભાર ઉપાડે, ઝાડા પેશાબના વેગને રોકે

અપવાસ કરે, પ્રાણવાયુ, ઉદાન વાયુની સાથે ' હિક હિક ' શબ્દ કરતો યકૃત પ્લીહા, અને અન્નને જાણે મુખ સુધી ખેંચી લાવતો હોય તેની પેઠે ઉપર ચઢવા માંડે છે અગસ્ત્યહરિતક્યાવલેહ સાથે હિંગ્વાદિ ચુર્ણ વાપરવું, કંટકાર્યાવલેહ, સીતોપલાદિ ચુર્ણ, એલાદિ ગુટીકાથી હેડકી મટે છે.

## હૃદયરોગ-હાર્ટડીસીઝ-Heart-Deases.

આ રોગમાં પોત પોતાનાં કારણોથી કોપાયમાન થએલા દોષો હૃદયની અંદર જઇ, અંદર રહેલા રસોને ખરાબ કરીને પછી અનેક પીડા કરે, બહુ ગરમ, ઘણા ભારે, બહુ ખાટા, તુરા, કડવા, પદાર્થો ભક્ષણ કરવાથી બહુ થાકી જવાથી, કાષ્ટાદિનો માર પડવાથી જમ્યા ઉપર જમવાથી ચિન્તાતુર રહેવાથી અને મળ મુત્રાદિકના વેગને અટકાવી રાખવાથી આ રોગ થાય છે. કાંકાયન ગુટીકા સાથે દ્રાક્ષાસવ પીવો, હૃદયાર્ણવરસ લેવો તેથી આરામ થાય છે

## હરસ

આ રોગમાં ગુદાની અંદર ત્રિવલી હોય છે. તેઓની અંદર વાતાદિ દોષો કોપાયમાન થઇ ત્વચા, માંસ અને મેદને દુષ્ટ કરીને અનેક પ્રકારના માંસના અંકુરો ઉત્પન્ન કરે છે.

ઉપાય-સ્વાદિસ્ટ વિરેચન ચુર્ણ રાત્રે લેવું, પ્રાણત્સુરણવટી લેવી, આયુષ્યવર્ધની લેવી, અર્શ કુઠારરસ, કુટજાવલેહ, અગસ્ત્યહરિતક્યાવલેહ. અભયાદિમોદક, કાંકાયનગુટીકા, લોહભસ્મ, સુવર્ણમાક્ષીક ભસ્મ આપવી. કાસીસાદિ તેલ ચોપડવું. કાસીસાદિ મલમ લગાવવો. ત્રિફલાગુગળ, ભાસ્કર લવણ ચુર્ણ, મંડુરવટી, મહાયોગરાજ, સ્વર્જીકાદિક્ષાર અને હિંગ્વાદિ ગુટીકા લેવી. ફુટતાહરસ હોય તો કુટજાવલેહ સાથે

અહત્સુરણુવટી લેવી. કુટજા રિસ્ટ લેવું, હરસ ઉપર દવેફાર્મસીની હરસનાશક પીલ્સ અને અનુપાન વાપરવાથી સારો ફાયદો થાય છે.

## હિસ્ટીરીયા–અપસ્માર–Hysteria

આ રોગમાં અંધારામાં ફસી પડયા સરખું કે ઘેરાયા જેવું લાગે છે. આંખો ઉપર નીચે ભય લાગે; તેમ ચઢાવે, દોષોના ઉપદ્રવથી જ્ઞાન નાશ થાય, દાંત ચાવે, મોંમાં ફીણ આવે; હાથ પગ પ્હોળા કરે, દોષોના વેગ ઓછા થાય, ત્યારે સાવધ થાય વળી પાછો તરત એમ કરવા મંડી પડે,

ઉપાય આ રોગમાં-કૃમિકુઠાર રસ, અથવા યોગરાજગુગળ લેવો. કુમાર્યાસવ સાથે લેવાથી સારો ફાયદો થાય છે. સીરપબ્રાહ્મી, ઉન્માદગજ કેસરી રસ, અમરસુંદરવટી, સારસ્વતચુર્ણ, જીવન લેવું. ઉન્માદહર પાઉડર સુંઘાડવો, જસત ભસ્મ વાપરવી, સીદ્ધમકરધ્વજ સુવર્ણવસંત માલતી સારૂ કામ કરે છે. હિસ્ટીરીઆ ઉપર દવે ફાર્મસીની હિસ્ટીરીઆહરપીલ્સ અનુપાન સાથે વાપરવાથી સારો ફાયદો કરે છે.

## આંચકી

આંચકી આવતી હોય તો લક્ષ્મીનારાયણ રસ લેવાથી મટે છે.

## ક્ષય Consumption

દહાડે દહાડે શરીરની સાતે ધાતુઓનો ક્ષય થાય, શરીર સકાય, જીર્ણજ્વર કાયમ રહે લુખી ઉધરસ આવે, ગળફા પણ પડે અને શક્તિ ઓછી થઇ જાય છે.

ક્ષય ઉપર–અભ્રકભસ્મ, અને સુવર્ણવસંત માલીની ઉત્તમ ગણાય છે. રાજમૃગાંકરસ આપવો, લોકનાથ રસ આપવો, અગ્નિ

રસ વાસાવલેહ અને સુવર્ણ ભસ્મથી ફાયદો થાય છે લોહભસ્મ જસત ભસ્મ, સિદ્ધ મકરધ્વજ, પૂર્ણ ચંદ્રોદય, જીવન, સિતોપલાદિ ચુર્ણ, સીરપવસાકા આપવું. બકરીના દુધ ઉપર રહેવું, ખુલ્લી અને સુકી હવામાં રહેવું. શરીરે ચંદનાદિ તેલ ચોપડવું.

---

## પ્રકરણ ૧૯ મું.

### પરચુરણ રોગો

#### ખસ

ખસને માટે ખસનો મલમ ચોપડવો ત્રાંબિરંટ વિરેચન લેવું, કાસીસાદિ તેલ ચોપડવું. મજીષ્ટાદિ કવાથ પીવો. કીશોર ગુગળ લેવો તેથી તજાગરમી મટી જાય છે.

#### ખરજ

ઘણીવાર ગુહ્યમાં ખરજ આવે છે. ત્યારે રક્તાદિ ટ વિરેચન લેવું, અને કાસિસાદિ તેલ ચોપડવાથી મટે છે.

#### ખરજવું

ઘણાને ખરજવુ થાય છે, કેટલાકને સુકાય છે ને ફરી થાય છે. ખરજવાનો મલમ ચોપડવાથી મટે છે.

#### દાદર

દાદર ઉપર દાદરનો મલમ ચોપડવો તેથી મટે છે.

#### કાનના રોગ–કર્ણરોગ

કાનમાં રોગ થાય, કાનની અંદર શબ્દને વહેનારી સ્રોતોમાં વાયુ ભરાઇ રહેવાથી નોબત્ત, મૃદંગ, અને શંખની માફક વાજાંના જેવો ઘોંઘાટ થાય છે. ક્ષાર, તેલ, બધિર્યતેલનાં ટીપાં કાનમાં

---

નાખવાં વિષગર્ભ તેલ નાં ટીપાં નાંખવાં પથ્યાદિકવાથ લેવો, તેથી કાનના સણકા મટે છે.

### દાંતના રોગ

દાંતમાં દુખાવો થતો હોય, દાંત હાલતા હોય, દાંતમાં સણકા આવતા હોય તો નીચેની દવા વાપરવી, દવેનું દંતમંજન ઘસવું. તેથી એ માનીટમાંજ સણકા બેસી જાય છે, દાંત હાલતા બંધ થઇ જાય છે અને દાંતનુ કળતર મટે છે. ખદીરાદિ ગુટીકા લેવી. ઇરીમેદાદીતેલ ચોપડવું

### નાસુર

નાકમાં નાસુર થાય છે. તેના ઉપર જાત્યાદી મલમ ચોપડવો, મહામંજીરટાદીકવાથ પીવો અને ત્રીફળા ગુગળ ખાવો તેથી મટે છે.

### પીનસ—સળેખમ

સુવર્ણમાક્ષીક ભસ્મ કે પ્રવાલ ભસ્મ લેવી, પેનહરબામ માથે ચોપડવી સીતોપલાદીચુર્ણ લેવું.

### બાળકોના રોગ

સુંઠ્યાદી ચુર્ણ આપવું, અજમોદાદીચુર્ણ કે ગોળી આપવી બાળરોગ્યવટી આપવી કે દવેનું બાલામૃત આપવું તેથી બાળકોના તાવ, ઝાડા. ઉદરસ, સસણી, પાડુરોગ મટે છે. બાળકોનું પેટ વધે તો મંડુર ભસ્મ કે મંડુર વટી આપવી.

મુંગાપણું ઘણા છોકરાંની જીભ તોતડાય છે, ને બોલાતું નથી તે ઉપર સારસ્વત ચુર્ણ, બ્રાહ્મીઘ્રત, સીરપ બ્રહ્મી, જીવન, પથ્યાદીકવાથ કે સપ્તામૃતલોહ, ને પ્રવાલભસ્મથી સારો ફાયદો થાય છે.

### મોં આવવું

ઘણાને મોં આવી જીભે ચાંદીઓ પડી જાય છે. ખદીરાદી

ગુટીકાથી મોં મટી જાય છે. દવેનું દંતમંજન લગાવી મોં ગળતું મુકવુ., ઇરીમેદાદી તેલ ચોપડવું, સુદર્શન ચુર્ણ લેવું તેથી મટી જાય છે.

### મોળ

મોં ફીકું થઇ જવાથી મોળ આવે છે, તે ઉપર શીવાક્ષાર પાચન ટીકડી, હીંગ્વાદીચુર્ણ કે હીંગાસ્ટક લેવું, દ્રાક્ષાદી ટીકડીથી પણ મટે છે.

**આંબળાનું તેલ** આ આંમળાનું તેલ સુવાસીક વાળના મુળને મજબુત કરી વાળ વધારે છે. મગજે ઠંડક આપે છે તલના તલમાં દેશી વસાણાંને આંબળાં મેળવી બનાવ્યું છે. રતલની કીં રૂ. ૧-૮-૦

**દિલરંજન હેર ઓઇલ**—આ તેલ અત્તર જેટલું સુવાસીક વાળ વધારનાર અને ઠંડક આપનાર છે. બા, ૧ ની કીં રૂ. ૧-૦-૦

**બ્રાહ્મી તેલ**—આ તેલ માથામાં નાંખવાથી મગજે ઠંડક આપે છે. મગજની શકતી વધારે છે વાળ સુંવાળા થાયછે. આંખે ઠંડક આપી આંખનું તેજ વધારે છે બુદ્ધી વધારે છે. પાશેરની કીં રૂ ૧-૪

**સાચા મોતીનો સુરમો**—નંબર ૨-ગુણ ઉપર પ્રમાણે તો. ૧ ની કીં રૂ ૧)

**ચોખ્ખું મધ** બાટલી ૧ની કીં રૂ. ૧)

**આંબળાના મુરબ્બો**—ઠંડક આપનાર અને ઉત્તમ છે. કીં રૂ. ૧-૯-૦

ગુલકંદ—સ્વાદીષ્ટ અને કબજીઅત મટે છે, કીં રૂ. ૧)

ગુલાબજળ—અત્યંત સુગંધીદાર છે. કીં રૂ. ૧)

કેવડા જળ—ખુસબોદાર અને ઉત્તમ છે. કીં રૂ. ૧)

### સરબતો

**લીંબુનું સરબત**—કીં રૂ. ૧) **નારંગીનું સરબત** કીં રૂ. ૧)

ઉનાળામાં દરેક સરબત મળશે. દવે ફાર્મસી—રીચીરોડ-અમદાવાદ.

# હવે કેમીકલ વર્કસ અને હવે આયુર્વેદિક
# ફાર્મસી
## ની શાસ્ત્રીય પેટંટ—દેશી દવાઓ

અમારી પેટંટ દવાઓ આજકાલ કરતાં દસ બાર વર્ષથી લોકોના અનુભવમાં આવેલી છે, આ દવાઓ આયુર્વેદમાંથી શોધન કરી અમે ખાસ અનુભવ લઇ બનાવેલી છે. અને જેને લાખો માણસોએ વાપરી અજમાવી ખાત્રી કરી છે.

વૈદ્યો અને ડોકટરો અમારી પેટંટ દવાઓ વાપરે છે. વેપારીઓ જથાબધ મંગાવી વેચે છે એ જ અમારી દવાઓની શ્રેષ્ટતા છે.

**લીવર સોલ્યુશન**—બરોળ, લીવરનાવ્યાધી, પાંડુ, કમળો, લોહીની ફીકાશ મટાડે છે. તાવ અને જીર્ણજ્વર મટાડી લોહી સુધારી શક્તી આપે છે. ૪ ઔંસની બા. ની કીં રૂ. ૧)

**સારસા પરીલા**—દેશી વનસ્પતીના મુળાડીયામાંથી બનાવેલું આ સારસાપરીલા વીલાયતી સારસાપરેલા કરતાં હજાર દરજ્જે ગુણમાં ચઢે છે, ગરમી મટાડી લોહી સુધારે છે. ખસ, લુખસ, ચામડીના વીકારો, ચળ; ચાંદાં; વીસ્ફોટક મટે છે. લોહી સુધારી શક્તી આપે છે. ૪ ઓંસ બાટલીની કીં રૂ. ૧)

**કફ સીરપ**—આ કફ સીરપ દીવસમાં ૩ વખત પાણી સાથે અકેક ચમચી પીવાથી કફ, ઉધરસ, છાતીનો દુઃખાવો મટે છે. નબળાઇ મટાડે છે, ૪ ઔંસ બાટલીની કીં. રૂ, ૧)

**ટોનીક સીરપ**--નબળાઇ મટાડી શક્તિ આપે છે, શરીરનો દુઃખાવો; ધાતુની નબળાઇ અને અશક્તિ મટાડે છે. બા. ૧ રૂ. ૧)

---

ભૂખ લગાડી, ખાધું પચાવી, દસ્ત સાફ લાવનાર

## આનંદવટી

આ દવાથી–કકડીને ભૂખ લાગે છે, ખાધેલું હજમ થઈ જાય છે અને નિયમસર દસ્ત સાફ લાવે છે પેટના ગડગડાટને મટાડે છે, ખાવા ઉપર રુચી થાય છે, અજીર્ણ મટાડે છે, ખરાબ ઓડકાર આવતા નથી અને મ્હોંને સ્વાદિષ્ટ બનાવે છે, દરેક માણસે એક ડબી હંમેશાં પાસે રાખવી જોઈએ. કીં રૂ. ૧]

ધાતુગત દોષો મટાડી જીવનશક્તિ વધારી મગજને પુષ્ટ કરનાર

## જીવન્ અથવા ચ્યવન પ્રાશાવલેહ.

એ ખરેખર જીવનજ છે. આ જીવનનો ખાસ ઉપયોગ કરવાથી દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે. મગજ પુષ્ટ થઈ બુદ્ધિ અને યાદશક્તિ વધે છે, ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે તેમાં પડતી વસ્તુઓ વનસ્પતિની અને નુકશાન ન કરનાર છે. ખાવામાં સ્વાદિષ્ટ હેજતદાર અને આરોગ્યને જાળવી રાખે ફાયદો બક્ષનાર છે. નબળાઇ, પાંડુ ખાંસી, ક્ષય, ગંભીરલ્હો, મન્દો. [illegible] તથા ધાતુવિકારનાં દરદોમાં તેનો ગુણ અનુભવસિદ્ધ છે તેની ૧ રતલના ડબાની કીંમત રૂ. ૨–૮–૦ રાખી છે. ત્રણની કીંમત રૂ. ૫–૦–૦ પોસ્ટેજ જુદું, વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા માસ્તરો, વકીલો વિગેરે માનસિક મહેનત કરનારને તો તે અમૃતતુલ્ય છે. આ દવા દ્રાક્ષાસવ સાથે પીવાથી સારો ફાયદો કરે છે.

**દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી.**

**રીચીરોડ—અમદાવાદ.**

---

ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.

## હીસ્ટીરીઆહર પીલ્સ

સ્ત્રીઓને જુવાન વયમાં આ રોગ લાગુ પડે છે. પછાડ આવે એ ભાન થઇ મોડે ફીણ આવે, હાથ પગ ઘસે, કેટલીક સ્ત્રીઓ ગુસ્સે ને લવારી કરે છે, કેટલાક ભુતના વહેમમાં ભુવા આપવામાં પૈસા ખર્ચે છે. આ દવાથી ગમે તેવો જુનો હીસ્ટીરીઆ વાઇ, મુર્છા, અને ફેફરું મટે છે. ઘણી સ્ત્રીઓના રોગો મટી ગયા છે, એક વાર વાપરવા ખાસ ભલામણ છે. કી રૂ. ૨-૦-૦ અનુપાનની કીં રૂ. ૨ મળી રૂ. ૪-૦-૦ સંગ્રહવાની ડબી રૂ ૧ ની મફત મળશે.

## હરસનાશક ગુટિકા

આ દવાથી ગમે તેટલા લાંબી મુદતના હરસ હશે, લોહી પડતું હશે કે સુકા હશે અને કોઇ પણ ઉપાયે મટતા નહિ હોય ઘણી દવાઓ કરી કંટાળ્યા હશો, ઓપરેશન કરાવી થાકયા હશો તોપણ આ દવાથી તમને હરસ મટશે, દુઝતા હરસ હશે અને લોહી પડતું હશે તે તો એક જ દિવસમાં મટી જશે. આ દવા હરસ ઉપર એટલી ગુણકારી જણાઇ છે કે તેનાથી હજારો માણસોએ પોતાનું હરસનું દરદ નાબુદ કર્યું છે. આ સબંધી સેંકડો સર્ટીફીકેટો મળ્યાં છે. કીં, રૂ. ૩-૦-૦ અનુપાનના ડબાની કી રૂ. ૨) આ દવા અનુપાનના ડબા સાથે ખાવાથી એકદમ વધુ ફાયદો કરે છે.

**ગમે તેટલા વૈભવો અથવા ધનદોલત હોવા છતાં પણ જો શરીરમાં શક્તિ નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે.**

## શક્તિ વર્ધક—ટૉનીક પીલ્સ

આ દવાથી શરીરમાં શક્તિ આવે છે. ફાટ, ચુસ. કળતર,

અશક્તિ, હાંફ ચઢવો, કમર દુખવી મટે છે. મગજને ઠંડક આપે છે અને શરીરમાં નવી શક્તિ ઉત્પન્ન કરે છે, ધાતુગત દોષો મટાડી, ખરૂ પુરૂષત્વ બક્ષે છે. પેશાબ, કે સ્વપ્ને કોઇ પણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે. લોહી સુધારે છે. અને સંસારના ખરા આનંદનો સ્વાદ ચખાડે છે. તમામ વૈભવ હોય છતાં પણ જો શરીર નબળું હોય વીર્યની ક્ષીણતા હોય, અને ધાતુનું કમજોરપણું હોય તો તે સર્વ વૈભવો નકામા છે. આજકાલ ખરાબ કુટેવોનું બ્રહ્મચર્યનું ન પાલન કરવાથી, અને બાળલગ્નથી ઘણા યુવાનપુરુષો નિસ્તેજ અને વીર્ય વિહિન થઇ ગયેલા હોય છે. તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એક વાર વાપરી જોવી, ઘણા માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની, નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે. કીં, રૂ ૧; ત્રણની કીં રૂ. ૨-૧૦-૦ આ દવા જીવન સાથે વાપરવાથી વધુ ગુણ કરે છે.

## પ્રમેહ નીવારણ પીલ્સ

આજકાલ સેંકડો માણસોને પ્રમેહનો રોગ લાગુ પડેલો જણાય છે. કોઇને પ્રમેહ થયેલો હોય છે, તો કોઇને મધુપ્રમેહ પેસાબે અગન બળે છે; ધાતુ જાય છે; કોઇને મીઠો કે સાકરીઓ મધુપ્રમેહ થયેલો હોય છે. નાના કે મોટા સર્વ કોઇ તેનાથી રીબાતા હોય છે જો તમને પ્રમેહ કોઇપણ પ્રકારનો પરમીયો; કે મધુપ્રમેહ થયો હોય તો આજેજ પત્ર લખી અમારી પ્રમેહપીલ્સ મંગાવો. તેનાથી હજારો માણસોને પ્રમેહનો રોગ મટયો છે, તમને પણ મટશે જ, પ્રમેહને માટે આ દવા તરત અસર કરનાર અને ચમત્કારી

ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.

છે. ડબ્બી ૧ ની કીં રૂ. ૨-૦-૦ અનુપાનના ડબાની કીં રૂ. ૨ દવા એક માસ ચાલશે.તેથી જરૂર આરામ થશે હજારો સર્ટીફીકેટો મળ્યાં છે. પ્રમેહ માટે આ દવા ખાત્રીવાળી અનુભવ સિદ્ધ છે.

**વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ખીસ્સામાં જ દવાખાનું.**

## અમૃતજીવન ( રજીસ્ટર્ડ )

આ દવા શરીરમાં થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે. તેનાથી, અજીર્ણ; અતિસાર હિસ્ટીરીઆ, ઉધરસ; ગરમી, ઉલટી વા, કમળો, પેડુનો દુઃખાવો બંધકોશ, નબળાઇ, કોલેરા, કૃમીયા, ખસ, ગુમડાં, ગોળો ચઢવો, ચુંક, તાવ; દમ; દાંતનો દુઃખાવો; ઉંદરને હડકાયા કુતરાનું ઝેર; કંઠમાળ; દાઝવું; વગેરે લગભગ તમામ દરદો જુદા જુદા અનુપાનથી મટે છે અને તેથી તેનો હાલ દરેક માણસ લાભ લે છે, કીં. રૂ. ૧

**બાળકોને ભણવામાં હોંશિયાર,ચાલાક,અને બુદ્ધિમાન કરવાં હોયતો**

## મેમોરાઇન ( રજીસ્ટર્ડ )

નાના બાળકોને નાનપણથી જ આ દવાનું સેવન કરાવ્યાથી તેમની બુદ્ધિ અને યાદદાસ્તી વધે છે. કોઇ પણ અઘરા વિષયો સ્હેલથી શીખી શકે છે. તેમનું મગજ ઠંડુ રહે છે. જ્ઞાનશક્તિઓ ખીલે છે; ગણિતના અઘરા વિષયમાં મન પરોવી શકે છે. અઘરા વિષયો સ્હેજવારમાં વગર ગોખણપટ્ટીએ યાદ રહી જશે. કીં, રૂ. ૨

**કેટલીક વધુ શાસ્ત્રીય દવાઓ.**

વૃદ્ધગંગાધર ચુર્ણ—આ ચુર્ણ ૦। થી ૦॥ તોલો દીવસમાં

૩ વખત છાસ સાથે લેવાથી ઝાડા બંધ થાય છે, પાચનશક્તિ વધારે છે, ( શા. સં. ) પાશેરના ૦-૮-૦

**પાચન મંદાગ્નિ ટીકડી**—ર થી ૩ ટીકડી દીવસમાં બે ત્રણ વખત લેવાથી ખાધુ પચી જાય છે, ભૂખ લગાડે છે, મંદાગ્નિ મટાડે છે, ૧૦૦ ટીકડીનો રૂ. ૧]

**ઉપદંશ અને ગરમીની ગોળી**—૧ થી ૪ ગોળી મદ સાથે દીવસમાં ત્રણ વખત લેવાથી ગરમી, ઉપદંશ, પેશાબે લાહ્ય બળતી મટે છે, ૪૦ ગોળીની કીં, રૂ. ૧)

**મેદવાયુની ગોળીઓ**—ર થી ૪ ગોળી મધ સાથે દીવસમાં ત્રણ વખત લેવાથી મેદવાયુ મટે છે, શરીર પાતળું થઇ શક્તિ વધે છે, હાંફ મટે છે, ચરબી ઓછી થાય છે, ૪૦ ગોળીની કીં. રૂ, ૧

**પુનર્નવાદી અંકુર**—સોજા, રીકાશ, પાંડુરોગ, કમળો બરોળ મટી લોહી સુધારે છે. તો. ૧ ની કીં. રૂ, ૨)

**અગસ્ત્યરસ્ત્ય હર્રીતકી અવલેહ**—( હરડેનો શાસ્ત્રીય મુરબ્બો ) ગુણ હરીતકી અવલેહ પ્રમાણે-જેમાં આખી હરડે હોય છે. ઉદરસ, દમ, હરસ, ક્ષય, દમ મટાડે છે સવારે ૧ તો. હરડે ચાટણ અને દુધ સાથે લેવું. રતલની કીં રૂ. ૩) દવે ફાર્મસી-અમદાવાદ.

## દમરોગ નીવારણ ગુટીકા

આ દવાથી ઘણા માણસોના જુના દમના રોગો મટયા છે; તેનો ઉપયોગ કરવાથી શ્વાસ નિયમસર ચાલે છે. ફેફસાંને તંદુરસ્ત બનાવેછે. અને શ્વાસ કે ઉદરસ ચઢતી બંધ થાયછે. દમ મટેછે. ખવાય છે. દસ્ત ખુલાસે થાય છે ને ખાધુ પચે છે, તેની કીં, રૂ. ૩ ] અનુપાનની કીંમત રૂ. ૨ )

---

**ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.**

## પેનહરબામ

આ બામ ચોપડવાથી—માથાનો દુખાવો; વા; ચરકા; કળતર તરતજ મટે છે. સંત્રિવા ઉપર ગુણકારક છે કીં. ૦—૮—૦

## ઇન્ફલ્યુએન્ઝા મીક્ષ્ચર

ગમે તેવા તાવ ને ઇન્ફલ્યુએન્ઝાથી મરતા હજારો માણસ બચ્યા છે ૨૪ કલાકમાં ઇન્ફલ્યુએન્ઝાનો તાવ મટાડે છે રૂ. ૧)

## બાલનાશક પાવડર

આ પાવડર પાણી સાથે મેળવી વાળ ઉપર લગાવવાથી તરત વાળ ખરી પડે છે લાહ્ય કે બળતરા બળતી નથી, વાળ ઘણી લાંબી મુદ્દત સુધી ઉગતા નથી ચામડી નરમ ને સુંવાળી રહે છે કીં. ૦-૮

## દાઝ્યાનો મલમ

દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી મટે છે કી.૦રૂ ૦।।

## ઉન્માદહર ગુટીકા

આ દવાથી ગાંડપણ વધ અને ચકર મટે છે. કીં. રૂ, ૨)

ખસની દવા—ગમે તેવી ખસ ફોલ્લા અને લુખસ મટે છે. રૂ. ૦।

## વધરાવળ ગુટીકા

આ દવા ખાવાથી વધરાવળ સારણગાંઠ ઘણા માણસોને મટી છે, કીં રૂ. ૨) મલમની કી રૂ ૦।।

## જુલાબની ગોળી

આ ગોળીઓથી ગળામાં લાહ્ય કે ગરધરી બળતી નથી, ચીણા-ચુંટા થતા નથી અને મળ સાફ થાય છે. ડબી ૧ ની કીં. રૂ. ૦।।

## ખરજવાનો મલમ

ગમે તેવું સુકું કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હશે તોપણ

તે તથા હાડગંભીર આ દવાથી મટે છે, ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ની કીં. રૂ, ०ાા

## કોલેરા પીલ્સ

ગમે તેવા કોલેરા, ઝાડો, ઉલટી અને ગોટલા ચઢતા હોય, માતાનું થયું હોય તેને આ દવા તુરતજ મટાડે છે. કીં રૂ. ૧

## દંત મંજન

દાંત દુખતા હોય, હાલતા હોય, દાંતમા સણુકા નાંખતા હોય અવાળુ ફુલ્યું હોય અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંત મંજન, દાતણુ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતના તમામ દરદો સણુકા અને અવાળાં મટાડી દાંતને મજબુત કરે છે કીં ०ાા

## જવરહર પીલ્સ—તાવની ગોળીઓ

ગમે તેવો ન ઉતરતો તાવ; રોજીયો; એકાતરીયો ચોથીઓ, ટાઢીઓ જીર્ણજવર, વિષમજવર, મેલેરીઆ; ટાઇફોઇડ, ઇન્ફલ્યુએન્ઝા વીગેરે ગમે તેવો તાવ માત્ર ૨૪ કલાકમાં જ મટાડે છે, કોઈપણ તાવ માટે અતિ ઉમદા દવા છે. કીં. રૂ. ૧)

## વિસ્ફોટક નીવારણ પીલ્સ

વીસ્ફોટક, મસા ને ચાંદી ઉપર ઘણીજ ગુણ દાયક છે. શરીરે ગરમી ફુટી નીકળવી, ચાંદી પડવી, હાથે પગે કે શરીરે ચકામાં પડી જવાં, વિગેરે તમામ પ્રકારની ગરમી આ દવાથી તુરતજ મટે છે. હજારો વિષ્ફોટકના રોગીઓ આ દવાથી સારા થઇ ગયા છે. આ દવાથી તમારો ગરમીનો રોગ મટશે. ને લોહી સુધરશે લોહી સુધારી શરીરમા શકિત આવશે. ડબી ૧ ની કીં રૂ ૨ અનુપાનની કીં રૂ ૨

---

**ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.**

